શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા પુષ્પ ૧૪

# સમયને ઓળખો.

## ભાગ ૨ જો

લેખક—

મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી.

પ્રથમ આવૃત્તિ ૧૦૦૦

વીર સં ૨૪૬૦ ધર્મ સં ૧૨ વિ સં ૧૯૯૦

કિં ૦-૧૦-૦

શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા પુષ્પ ૬૮.

# સમયને ઓળખો.

## ભાગ ૨ જો.

લેખક—

મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી.

પ્રથમ આવૃત્તિ ૧૦૦૦

વીર સં ૨૪૬૦ ધર્મ સં ૧૨ વિ. સં ૧૯૯૦

કિ ૦-૧૦-૦

પ્રકાશક—દીપચંદ બાંઠિયા, મંત્રી, શ્રી વિજયધર્મસૂરિ જૈન
ગ્રંથમાળા છોટા સરાફા, ઉજ્જૈન

—: દ્રવ્યસહાયકો —

૧ સ્વ૦ બાઈ કેવળીના સ્મરણાર્થ
તેમના પતિ, શેઠ નેમચંદ કચરાભાઈ
શામળાની પોળ, અમદાવાદ

૨ સ્વ૦ શેઠ ભીખાભાઈ જેચંદના સ્મરણાર્થે
તેમના પુત્ર શેઠ દલપતભાઈ જેચંદભાઈ
મોઘર–ઠાકોરની ( આણંદ )

મુદ્રક—શા ગુલાબચંદ લલ્લુભાઈ શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ
દાણાપીઠ—ભાવનગર

# પ્રકાશકનું નિવેદન.

સાહિત્ય એ જીવનનો માર્ગદૃષ્ટા છે જે સાહિત્ય હૃદયની લાગણીઓ અને જગતના સૂક્ષ્મ અનુભવ પછી જન્મે છે, તે અનેકનું કલ્યાણ કરવામાં સહાયભૂત થાય છે આજે આવા સાચા સાહિત્યની જગતને ભૂખ ઉઘડી છે તે, કોઈપણ જાતના ધાર્મિક કે સામ્પ્રદાયિક અભિનિવેશ સિવાયના, પરન્તુ જગતની કુરીઓ સમજાવતા સાહિત્યને ઝંખી રહ્યું છે આવા સાહિત્યનું સર્જન ક્યાં છે?

અમારી ગ્રંથમાળા આવી જાતના સાહિત્યને જનસમાજ સમક્ષ રજુ કરવાના મનોરથો સેવી રહી છે અને અમને જણાવતા હર્ષ થાય છે કે-ટુંક સમયમાંજ એણે જનતાસમક્ષ ૧૩ પુસ્તકો ધરી દીધા છે અને ચૌદમું પુષ્પ મુનિરાજશ્રી વિદ્યાવિજયજીની કૃતિનું આ ધરાય છે

મુનિરાજશ્રી વિદ્યાવિજયજી જૈન જગતના એક સ્વતંત્ર અને સુધારક વિચારવાળા સમયજ્ઞ લેખક અને વક્તા છે, એ જણાવવાની હવે ભાગ્યેજ જરૂર રહે છે એમના કેટલાયે ગ્રંથોએ સમાજમાં જે આદર મેળવ્યો છે, એ કોઇથી અજાણ્યું નથી '**સમયને ઓળખો.**' નામના પુસ્તકનો ૧ લો ભાગ થોડા વખત ઉપર બહાર પડેલો, તેની પહેલી આવૃત્તિ પછી, અમારે તેની બીજી આવૃત્તિ પણ બહાર પાડવી પડી છે, અને '**સમયને ઓળખો**'**નો બીજો ભાગ** પણ અમે જનતાની સમક્ષ મૂકીએ છીએ

# પ્રકાશકનું નિવેદન

સાહિત્ય એ જીવનનો માર્ગદૃષ્ટા છે જે સાહિત્ય હૃદયની લાગણીઓ અને જગતના સૂક્ષ્મ અનુભવ પછી જન્મે છે, તે અનેકનું કલ્યાણ કરવામાં સહાયભૂત થાય છે આજે આવા સાચા સાહિત્યની જગતને ભૂખ ઉઘડી છે તે, કોઈપણ જાતના ધાર્મિક કે સામ્પ્રદાયિક અભિનિવેશ સિવાયના, પરન્તુ જગતની કુચીઓ સમજાવતા સાહિત્યને ઝખી રહ્યું છે આવા સાહિત્યનુ સર્જન ક્યાં છે?

અમારી ગ્રંથમાળા આવી જાતના સાહિત્યને જનસમાજ સમક્ષ રજુ કરવાના મનોરથો સેવી રહી છે અને અમને જણાવતા હર્ષ થાય છે કે—ટુક સમયમાજ એણે જનતાસમક્ષ ૧૩ પુસ્તકો ધરી દીધા છે અને ચૌદમુ પુષ્પ મુનિરાજશ્રી વિદ્યાવિજયજીની કૃતિનુ આ ધરાય છે

મુનિરાજશ્રી વિદ્યાવિજયજી જૈન જગતના એક સ્વતંત્ર અને સુધારક વિચારવાળા સમર્થ લેખક અને વક્તા છે, એ જણાવવાની હવે ભાગ્યેજ જરૂર રહે છે એમના કેટલાયે ગ્રંથોએ સમાજમા જે આદર મેળવ્યો છે, એ કોઈથી અજાણ્યુ નથી 'સમયને ઓળખો' નામના પુસ્તકનો ૧ લો ભાગ થોડા વખત ઉપર બહાર પડેલો, તેની પહેલી આવૃત્તિ ખપી, અમારે તેની બીજી આવૃત્તિ પણ બહાર પાડવી પડી છે, અને 'સમયને ઓળખો'નો બીજો ભાગ પણ અમે જનતાની સમક્ષ મૂકીએ છીએ.

'સમયને ઓળખો'ના પહેલા અને બીજા ભાગમા મુનિરાજશ્રી વિદ્યાવિજયજીના, તે ઓજસ્વી અને પ્રભાવશાળી લેખોનો સગ્રહ છે, કે જે લેખો 'ધર્મધ્વજ'મા નિયમિત રીતે તેમણે લખ્યા હતા પહેલા ભાગમા ૧ થી ૩૬ સુધીના લેખો આપવામા આવ્યા છે જ્યારે આ બીજા ભાગમા ૩૭ થી ૫૬ સુધી

વાચકો જોઇ શકશે કે– મુનિરાજશ્રી વિદ્યાવિજયજીના આ ૫૬ લેખોમા આવતી કાનના પડઘાઓ છે, જીવનની સમસ્યાઓના સુદર ઉકેલ છે, સમાજના અધપતન માટેની લાલબત્તી છે, સાધુજીવનના સુધારાઓ માટેની ઉગ્ર પરન્તુ આવશ્યક અને આદરણીય સૂચનાઓ છે ટૂકમા કહીએ તો આજના સામાજિક જીવનને કોતરી ખાતી ઉધીઓ સ્હામેનો નિર્ભીક બળવો છે પ્રત્યેક લેખમાથી સુધારણાની ઉગ્રતા અને ધગશ તરી આવે છે

અમારી સપૂર્ણ ખાતરી છે કે–મુનિરાજશ્રી વિદ્યાવિજયજીનો 'સમયને ઓળખો'નો સદેશ જૈનસમાજના જીવનમા ઉપયોગી નિવડશે, અને તેમણે પ્રત્યેક લેખમા જૈનજીવન સાથે ઊડો સબધ ધરાવતા પ્રશ્નો પર કરેલી નિડર ચર્ચા ઉપર જૈન સમાજ ધ્યાન આપી સુધારાના માર્ગે વળશે

'લેખોનો સગ્રહ અને તેની પ્રેસ કોપી કરી આપનાર ભાઇ શાન્તિલાલ બનાખીદાસ દેહગામવાળાનો આભાર માનીએ છીએ''

શ્રીવિજયધર્મસૂરિ જૈન ગ્રથમાળા<br>છોટા સરાફા ઉજ્જૈન.<br>૧–૧–૩૪

**દીપચદ બાઠિયા**<br>મત્રી.

'સમયને ઓળખો 'ના પહેલા અને બીજા ભાગમા મુનિરાજશ્રી વિદ્યાવિજયજીના, તે ઓજસ્વી અને પ્રભાવશાળી લેખોનો સગ્રહ છે, કે જે લેખો 'ધર્મધ્વજ' માં નિયમિત રીતે તેમણે લખ્યા હતા પહેલા ભાગમા ૧ થી ૩૬ સુધીના લેખો આપવામા આવ્યા છે, ત્યારે આ બીજા ભાગમા ૩૭ થી ૫૬ સુધી

વાચકો જોઇ શકશે કે– મુનિરાજશ્રી વિદ્યાવિજયજીના આ ૫૬ લેખોમા આવતી કાલના પડઘાઓ છે, જીવનની સમસ્યાઓના સુદર ઉકેલ છે, સમાજના અધઃપતન માટેની લાલબત્તી છે, સાધુજીવનના સુધારાઓ માટેની ઉગ્ર પરતુ આવશ્યક અને આદરણીય સૂચનાઓ છે ટૂકમા કહીએ તો આજના સામાજિક જીવનને કોતરી ખાતી રૂઢીઓ સ્હામેનો નિર્ભીક બળવો છે પ્રત્યેક લેખમાથી સુધારણાની ઉગ્રતા અને ધગશ તરી આવે છે

અમારી સપૂર્ણ ખાતરી છે કે–મુનિરાજશ્રી વિદ્યાવિજયજીનો સમયને ઓળખો 'નો સદેશ જૈનસમાજના જીવનમા ઉપયોગી નિવડશે, અને તેમણે પ્રત્યેક લેખમા, જૈનજીવન સાથે ઊડો સબધ ધરાવતા પ્રશ્નો પર કરેલી નિડર ચર્ચા ઉપર જૈન સમાજ ધ્યાન આપી સુધારાના માર્ગે વળશે

લેખોનો સગ્રહ અને તેની પ્રેસ કોપી કરી આપનાર ભાઇ શાતિલાલ બનાખીદાસ દેહગામવાળાનો આભાર માનીએ છીએ "

શ્રીવિજયધર્મસૂરિ જૈન ગ્રથમાળા
છોટા સરાફા, ઉજ્જૈન.
૧-૧-૩૪

**દીપચદ બાઠિયા**
મત્રી.

# ધર્મ ભાવના

'ધર્મ ભાવના' એજ આર્યાવર્ત્તના મનુષ્યોનુ ભૂષણ છે યુરોપના દેશવાસીઓ કરતા ભારતવાસીઓમા કઇ વિશે ષતા હોય તો તે, યુરોપવાસીઓ પૌદ્‌ગલિક ભાવોની ઉન્નતિમા રાતદિવસ રચ્યા પચ્યા રહે છે, જ્યારે ભારતીય લોકો સા- ધન પુરતા પૌદ્‌ગલિક ભાવને પોષવા સાથ 'ધર્મભાવના' ના ધ્યેયને છોડતા નથી ટુકમા કહીએ તો 'ધર્મભાવના' એ ભારતીય મનુષ્યોનો મુદ્રાલેખ છે બહુધા ભારતમા જન્મ લેનાગ્ના સસ્કારો જોઇશુ તો આપણને જણાશે કે-તેનામા

સ્વભાવિક દયાળુતા, નમ્રતા, વિવેક, પ્રેમભાવ અને ધર્મની પ્રવૃત્તિઓ તરફ અભિરૂચી જરૂર દેખાશે જો કે, બધી કોમોમા જન્મ લેનારાઓમા એક સરખો આ ભાવ નહિં હોય, તો પણ લગભગ સનાતનધર્મી–જૈન વિગેરે એવી ઉચ્ચ જાતિની કોમોમા તો આ ભાવ અવશ્ય મ્હોટા ભાગે દેખાશે જ

બાલક જન્મ્યા પછી માતા–પિતાની સાથે બહાર જવા લાગે છે, ત્યારથી તે માતાપિતાની ભાવનાનુ અનુકરણ કરતુ જોવાશે ભલે, તેનામા એ સમજવાની શક્તિ નાહ હોય, કે આ શુ થાય છે? આ ક્રિયા શા માટે કરવામા આવે છે? તેમ છતા એ એટલુ તો જરૂર સમજે છે કે– આ અમારા ગુરૂ છે ગુરૂને મા નમસ્કાર કરે છે માટે મારે પણ કરવા જોઇએ મા મદિરમા જાય, અને જે પ્રમાણે તે કરે, તે પ્રમાણે તે બાળક પણ કરે છે ઘણી વખત તો એવા બાળકો જોવામા આવે છે કે જેનામા, આપણે જાણીએ કે જરા પણ સમજશક્તિ નથી, સાવ બાળક–બે ત્રણ વર્ષની ઉમરનુ બાળક હોય, એવા પણ માતા–પિતાની ગેરહાજરીમા મદિરમા પહોચી જાય છે, અને ભગવાનની મૂર્તિની સ્હામે મીંટ માડીને બેસી રહે છે આ પૂર્વ જન્મના સસ્કારો નહિ તો બીજુ શુ છે? ઘણા એવા બાળકો આપણે જોઇશુ કે–જેનામા સ્વભાવિક વિનયબુદ્ધિ હોય છે કોઈ આવ્યુ, ગયુ, તે વખતે હાથ જોડવા, પ્રણામ કરવા, વિગેરે નિયમો સાચવે છે આ પણ સસ્કારોનુજ પરિણામ છે

કહેવાની મતલબ કે-'ધર્મભાવના' એ ભારતીય મનુ-ષ્યોનો જન્મસિદ્ધ મુદ્રાલેખ છે, આદર્શ છે આ બાલ્યાવસ્થાના સંસ્કારોને જો તેવું ને તેવું પોષણ મળતું રહે છે, તો તે કાયમ રહે છે પરંતુ એજ બાળક જ્યાં જરા મોટું થયું, સ્કુલમાં ભણવા લાગ્યું, સમાજની હવામાં અડકાવા લાગ્યું, ત્યાં તેના સંસ્કારોમાં શિથિલતા પ્રવેશવા લાગે છે એ બચ્ચાઓની નિર્દોષતામાં હવે ધૂપ આવવા લાગે છે આવા સંયોગોમાં જો સંસ્કારી માતા-પિતા કે કોઈ વડીલના આશ્રય નીચે જ્યાં સુધી રહેવાનું હોય છે, ત્યાં સુધી તો તેની તે ધર્મભા-વના લગભગ કાયમજ રહે છે, પરંતુ નસીબ યોગે કાં તો એવા સંસ્કારી ધર્મભાવનાવાળા માતપિતાજ ન હોય, કિંવા એવા માતાપિતાનો વિરહ થાય તો તે બાળક-યુવાનીના કાળમાં પ્રવેશ કરવા તૈયાર થયેલો બાળક સ્વાભાવિક જ પોતાની ધર્મભાવનાને ખોવા લાગે છે એટલુંજ નહિ પર-ન્તુ એની આસપાસ યદિ એવાજ નાસ્તિક-શ્રદ્ધાહીન યુવકો ફરી વળેલા હોય છે, તો તો તેની ધર્મભાવનાનું નામો નિશાન સરખું પણ રહેવા પામતું નથી

આજ યુવક જ્યાં સુધી પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ-કેળવણી લેતો હોય છે, ત્યાં સુધી તો કદાચ એનામાં આસ્તિ-કતા, ધર્મશ્રદ્ધા, વિનય, વિવેક, સભ્યતાના ચિહ્ન નજરે પડશે પરન્તુ જ્યાં તે ઉચ્ચ કેળવણી, એટલે કે ગ્રેજ્યુએટ થવું, ઇજીનીયરી, ડાકટરી આદિનો અભ્યાસ કરવો, આ કેળવણીમાં

પ્રવેશ કરે છે, એટલે એઓની ધર્મભાવના ભાગ્યે જ કોઈ ભાગ્યશાળીમા જોવામા આવે છે અહિં પણ, એટલુ તો ખરૂજ છે કે જેના જન્મથી સારાજ સસ્કારો પડેલા હોય છે અને ઉત્તરોત્તર અવસ્થામા ધર્મભાવનાની પુષ્ટિ મળેલી હોય છે, એતો ગ્રેજ્યુએટ થાય કે સોલીસીટર થાય, વકીલ થાય કે બેરીસ્ટર થાય, ડાકટર થાય કે કલેકટર થાય, એની ધર્મભાવના એની એજ કાયમ રહેશે એની ક્રિયાભિરૂચિતા એવીને એવીજ ચળકતી જ જોવાશે એના વિનય-વિવેક-સભ્યતા-નમ્રતા બધુયે એવુ ને એવુ જ દેખાશે પરન્તુ કમનસીબે જેને બાલ્યાવસ્થામા કે પછીની અવસ્થામા અને છેવટે ઉચ્ચ કેળવણીની અવસ્થામા ઘણા સારા સસ્કારોનુ સાધન નથી રહેતુ, એવાઓમાથી તો કવચિતજ કોઇ ધર્મભાવનાવાળો યુવક શોધ્યો પણ જડશે અને તેટલા જ માટે એક બગાળી વિદ્વાને પોતાના પુસ્તકમા લખ્યુ છે કે “ અત્યારના કહેવાતા કેળવાયલાઓમા સેકડે પચાણુ ટકા નાસ્તિક હોય છે ”

આવી ઉચ્ચ કેળવણી આપતી કોઇ કોલેજમા ચાલ્યા જાઓ, અથવા એજ વિદ્યાર્થીઓની બોર્ડિંગનુ નિરીક્ષણ કરવાને ચાલ્યા જાઓ, ભાગ્યે જ કોઇ યુવક હશે કે જે હાથ જોડીને પ્રણામ સરખો પણ કરશે તમે બોર્ડીંગના મકાનમા ફરતા રહો, અને એ યુવકો બુટ પહેરીને ઉઘાડા માથે ગમે તે રીતે ચમચમ કરતા તમારી અડફેટમા આવીને આમ તેમ દોડતા-ફરતા રહેશે, પરન્તુ કોઇ હાથ સરખો નહિ જોડે

એક આગન્તુક મનુષ્યને હાથ જોડવા, પ્રણામ કરવા, એ તો ધર્મભાવનાનું તો શું, પરન્તુ એક વ્યવહારનું જ પ્રથમ પગથીયું છે, એનો પણ અભાવ એઓમાં મોટે ભાગે જોવાય છે જવા દો તે સામાન્ય ગૃહસ્થની વાત સાધુઓ–મુનિરાજો પણ જો કોઇ એવી સંસ્થામા પ્રવેશ કરી જાય છે, તો તેઓને પણ હાથ જોડવા સરખો વિનય નહિ બતાવવાવાળી સંસ્થા મે જોઇ છે અને તે જૈન સંસ્થા

આવી સંસ્થાઓ જોવાના પ્રસંગો પ્રાપ્ત થવા વખતે મને આર્યસમાજના ગુરૂકુળ કે આપણી પ્રાચીન પદ્ધતિથી ચાલતી શાળાઓ યાદ આવે છે આર્યસમાજના ગુરૂકુળમા કોઇ સાધુ તો શું, એક સામાન્યમા સામાન્ય ગૃહસ્થ જ એના કમ્પાઉન્ડમા કેમ ન પ્રવેશ કરે, મ્હામે મળતો બાળક કે યુવક, સુપ્રીન્ટેન્ડેન્ટ કે પ્રીન્સીપલ–કોઇ પણ હશે, અવશ્ય, આગન્તુકને દેખવાની સાથે કહેશે **"નમસ્તે"** પહેલો નમસ્તે શબ્દ તો તેમનો ખરો જ, તે પછી 'શા માટે પધારવું થયું છે'? 'સંસ્થાનું નિરીક્ષણ કરશો'? વિગેરે પૂછી લઇ તે કાર્યમા તેઓ પ્રવૃત્ત થશે.

સ્વાભાવિક રીતે આપણો અન્તરાત્મા એમજ કહે છે કે કેળવણીનો દરજ્જો જેમ જેમ વધતો જાય, તેમ તેમ પોતાની કર્ત્તવ્યદિશાનું ભાન વધારે થવું જોઇએ હું કોણ છુ ? કઇ હદે આવ્યો છુ ? મારા માતા પિતા પ્રત્યે મારૂં શું કર્ત્તવ્ય છે ? દેવ–ગુરૂ–ધર્મ પ્રત્યે મારે કેવો વર્ત્તાવ

રાખવો જોઈએ ? જે દેશનુ લોહી મારી નસોમા વહે છે, જે દેશનુ અન્ન મારા પેટમા છે, અને જે દેશની શક્તિ મારા બાહુમા છે, એ દેશને માટે મારે શુ કરવુ જોઈએ ? જે પવિત્ર ધર્મમા હુ ઉછર્યો છુ, એ ધર્મ–એ સમાજને માટે મારે કેટલો ભોગ આપવો જોઈએ ? ઉચ્ચ કેળવણી લેતા યુવકમા આ વિચારોનો ઉદ્ભાવ અને તેને યોગ્ય ક્રિયાઓમા પરણિતપણુ વધારે થવુ જોઈએ તેના બદલે એ ઉચ્ચ કેળવણી લેતા યુવકોમા સામાન્ય વ્યવહારિક-જન્ય ક્રિયાઓનો પણ અભાવ–અને તેમ છતા પણ તેઓમા મ્હોટી મ્હોટી વાતોના હવાઇ કિલા ઉભા થતા જોઈએ છીએ, ત્યારે તો તે ઉપર આપણને અનેક પ્રકારની કલ્પનાઓ કરવાનો અવકાશ મળે છે

ભારતના યુવકો સાવ શુષ્ક–ધર્મભાવનાહીન અને ક્રિયાકાડથી સર્વથા વિમુખ થતા જાય છે, એનુ કારણ શુ ? શુ એ ઉચ્ચ કેળવણીનો પ્રભાવ છે ? અથવા શુ એવી સસ્થાઓમા એવી ધર્મભાવનાને પોષવા તરફ લક્ષ્ય જ અપાતુ નહિ હોય ? અથવા તો શુ ત્યા સસ્કારો જ એવા પાડવામા આવતા હશે ? આ કલ્પનાઓ એ સ્વાભાવિક કલ્પનાઓ છે આમા કઈ કલ્પના સાચી છે, એનો નિર્ણય કરવો બહુ કઠિન છે, તેમ છતા એટલુ તો ચોક્કસ છે કે–જો તે નવયુવકો–ઉચ્ચ કેળવણી લેતા યુવકો ને પણ એમની ધર્મભાવના પુષ્ટ થાય વધે અને તેઓ પોતાનું કર્ત્તવ્ય સમજે જુની જુની વ્યક્તિઓ પ્રત્યે એમનુ શુ

કર્ત્તવ્ય રહેલુ છે, એ સમજે, એવા સાધનો મેળવી આપવામા આવે તો મને લાગે છે કે—આજના તે યુવકોમા ‘એમા શુ ?’ એવા વિચારો ઉત્પન્ન થઈને, એ વિચારોના આધારથી જે શુષ્કતા આવે છે અથવા બીજા શબ્દોમા કહીએ તો ધાર્મિક ભાવનાથી અધ પતન થાય છે, એવુ અધ પતન થવાનો પ્રસગ તો ન જ આવે બોર્ડીંગો દ્વારા આપણા યુવકોને કેળવણી અપાવવાનો હેતુ શો છે? એજ કે—તેઓ એક સાથે રહે, એક સાથે ખાય પીએ અને તેઓની કેળવણીની સાથે એમની ધર્મભાવના કાયમ રહે, એવા ઉપાયો લઈ શકાય અને તેને માટેજ સમાજ હસ્તક લાખો રૂપિયાનુ ખર્ચ કરે છે પરન્તુ આટલુ ખર્ચ કરવા છતા પણ, અને આટલા પ્રયત્નો લેવા છતા પણ, જો આપણા યુવકો ધર્મથી વિમુખ જ થતા રહે—ઉચ્ચ કેળવણીના ઘેનમા દેવ–ગુરૂ–ધર્મ–પિતા–દેશ પ્રત્યેની પોતાની ફરજોને ભુલી જ જાય, બલ્કે આપણે ઘણી વખત લોકો દ્વારા સાભળીએ છીએ તેમ, તેઓ પરમાત્માની મૂર્ત્તિઓને એક પ્રકારના રમકડા અને ગુરૂઓને પણ કઇ ચીજજ ન સમજે, તો પછી સમાજના એ પ્રયત્નની સાર્થકતા શી ? અને તેટલા જ માટે મારો તો એ નમ્ર મત છે કે ઉચ્ચ કેળવણી આપવી જરૂરની છે, અત્યારે રાજદ્વારી વિષયોમા પણ ભાગ લેવાવાળા તૈયાર કરવાની જરૂર છે, અને તે સમય પ્રમાણે ઉચ્ચ કેળવણી લેશે તોજ થશે, તે બધી વાત સાચી, પરન્તુ તેઓની ધર્મભાવના નષ્ટ ન થાય, અને તેઓ દેશ–સમાજ–ધર્મ–માતા–પિતા અને દેવ ગુરૂ પ્રત્યેનુ પોતાનુ કર્ત્તવ્ય

સમજતા થાય, એવા પ્રયત્નો તો ખાસ કરીને કરવા જ જોઇએ જે યુવકો ઉપર આપણે આપણી સમાજની ભવિષ્યની ઉન્નતિનો આધાર ગણીએ છીએ, તેજ યુવકો જ્યા સુધી અભ્યાસ કરવો હોય-કેળવણી લેવી હોય ત્યા સુધી સમાજની સાથે સબધ રાખે, અને કદાચ તેથી વધારે રાખે તો-જ્યા સુધી તેમને પોતાના ધધામા પગ પસારવો હોય ત્યા સુધી રાખે, અને તે પછી દેવ, ગુરૂ, ધર્મ, કે સમાજ, ઉપકારી કે અનુપકારી કોઈને પણ ન છોડે, એતો ખરેખર કમનસીબી જ કહી શકાય એવી સ્થિતિમા તેઓ ન આવે, સમાજનો ખરચેલો પૈસો બરબાદ ન જાય, એને માટે અભ્યાસની અવસ્થામાથી જ તેમની ધર્મભાવનાઓ મજબુત રહે વધતી રહે, એના પ્રયત્નો કરવાની જરૂર છે

એક તરફ જેમ આપણા યુવકોમા આવી રીતે ધર્મભાવના શુષ્ક થતી જાય છે, તેવી રીતે બીજી તરફથી આપણા મ્હોટા ધનાઢયોના ઘરોમા પણ ધર્મભાવનામા શુષ્કતા વધતીજ જાય છે મુબઇ કે અમદાવાદ જેવા શહેરોમા શહેરથી ૫-૨૫ કે ૫૦ માઈલ દૂર બગલાઓમા રહેનારા શેઠીઆઓ વર્ષમા એક દિવસ પણ ભાગ્યે જ ગુરૂઓ પાસે જતા જોવાતા હોય છે અને અધુરામા પુરૂ એઓને જે પાર્શ્વવર્તી મનુષ્યો લોફર મળેલા હોય છે, તો તો તેઓની ધર્મભાવના તો દૂર રહી, પરન્તુ તેથી આગળ વધીને તેઓમાના કેટલાક તો ભક્ષ્યાભક્ષ્યનો કે પેયાપેયનો પણ વિચાર દૂર મૂકી દે છે આવા અનેક શેઠીયાઓના નામો સાભળવામા આવે છે સમાજની કમનસીબીનુ આ

પરિણામ નહિ તો બીજું શું છે? વધારે ખુબી તો એ છે કે તેમ છતાં પણ તેઓ પોતાને જૈન સમાજના નેતા-આગેવાન કહેવરાવે છે, અને જૈન સમાજ તેઓની લક્ષ્મી પર મુગ્ધ બની આગેવાન માની મંદિરોની મિલ્કતના ટ્રસ્ટીઓ બનાવવાને પણ તૈયાર રહે છે અસ્તુ, ગમે તેમ, પરંતુ આવા ધનાઢ્યોમાં પણ ધર્મભાવના દિવસે દિવસે કમ થતી રહી છે અને તેનુંજ પરિણામ છે કે અત્યારે કેટલાકોમાં તો જૈનત્વ સરખું પણ શોધ્યું જડે તેમ નથી આ સ્થિતિ સુધારવા માટે પણ પ્રયત્ન કરવાની જરૂર છે આ ધનાઢ્યોનું તો થયું તે થયું, પરંતુ તેઓએ પોતાની સંતતિ ધર્મભાવનાથી રહિત ન બને, તેને માટે ચીવટ રાખવાની જરૂર છે તેઓને એવા સંસ્કારોમાં ઉછેરવાની જરૂર છે કે જેથી એઓના ધર્મસંસ્કારો કાયમ રહે, અને ઉત્તરોત્તર ઉન્નત થાય

મને લાગે છે કે-જેમ આજના યુવકો, પોતાની કેળવણીને પીસ્તાલીસે આગમ અને ચારે વેદ માનીને તેના ઘેનમાં મસ્ત રહી ધર્મકર્મથી દૂર રહે છે, તેવીજ રીતે આ ગૃહસ્થો-ધનાઢ્યો પણ પોતાની લક્ષ્મીના મદમાં કદાચ એમ સમજતા હશે કે-' હવે અમારે શું બાકી છે કે જેથી અમારે ધર્મભાવના રાખવી-ધર્મક્રિયાઓ કરવી અમને તો બધુ પ્રાપ્ત થયું છે એને ભોગવવું એજ અમારૂં કર્તવ્ય છે ' પરન્તુ તેઓ ભૂલી જાય છે કે-પુણ્યની પૂર્ણાહુતિમાં આજનો લક્ષાધિપતિ-કોટ્યાધીશ કે અબ્જાધિપતિ કાલનો ભિખારી

છે એ લક્ષ્મીના ભરોસે રહેવુ એ ભયકર ભૂલ છે ભૂલવુ જોઇતુ નથી કે–લક્ષ્મી એ પુણ્યનુ પરિણામ છે ખરી વસ્તુ સસારમા ધર્મભાવના જ છે અને તેને પોતાના જીવનનુ ધ્યેય બનાવવુ જોઇએ અને જે માણસ એના ઉપર મુસ્તાક રહે છે, તેજ પોતાના આ જીવનમા પણ સાચો આનદ અનુભવી શકે છે

આ 'ધર્મભાવના' જૈન સમાજમા જાગતી–જીવતી રહે તો જૈન ધર્મની અને સમાજની ઉજ્જ્વલતા છે આપણી દરેક જાતની સસ્થાઓમા 'ધર્મભાવના'નુ સાધન અવશ્ય રાખવુ જોઇએ છે અને તોજ આજના બાળકો ક્રિયાકાડમા અભિરૂચિવાળા રહેશે ભલે તે થોડા વખતને માટે એ ક્રિયાઓનુ મહત્ત્વ ન સમજતા હોય, પરન્તુ જો કરતા રહેશે, તો જરૂર કોઈ વખત એનુ મહત્ત્વ સમજશે, અને તેમા વધારે રસ મેળવશે. તેવી રીતે આજના યુવકો ભલે સમજીને કરે, પરન્તુ કરે જરૂર તેઓ સમજવા માટે પ્રયત્ન કરે, પરન્તુ જો તે તરફથી સર્વથા વિમુખ થઈ જશે, તો અત્યારે આપણે ઘણાઓને માટે સાભળીએ છીએ તેમ નાસ્તિક્તાની છેક છેલ્લી પાયરીએ આવી પડશે ધર્મભાવના ન કેવળ ક્રિયાભિરૂચિ સાથે જ સબધ રાખે છે તેઓમા ભક્ષ્યાભક્ષ્યનો–પેયાપેયનો પણ વિચાર રહેવો જોઇએ કર્ત્તવ્યાકર્ત્તવ્યનુ ભાન હોવુ જોઇએ હુ તો એ યુવકોને એજ કહુ છુ કે અત્યારની વિજ્ઞાનની દૃષ્ટિથી પણ જૈન સિદ્ધાન્તોનો–જૈન ક્રિયાઓનો–જૈન

વ્રતોનો જો અભ્યાસ કરવામા આવશે, તો તે બધામા અર્થાત્ જૈનધર્મની એક એક આજ્ઞામા સાર્થકતા જણાશે, મહત્ત્વ જણાશે, ઉપયોગીતા જણાશે અને સત્યતા સમજાશે

આવા ઉત્તમ નિયમોનુ પણ પાલન કરવાથી આપણે વિમુખ રહીએ, આપણે એ ક્રિયાઓ તરફ આભરૂચી ન રાખીએ, આપણે એ સિદ્ધાન્તો ઉપર શ્રદ્ધા ન રાખીએ, તો તે આપણી ખરેખર કમનસીબીજ કહી શકાય

પ્રાન્તે આપણા બાળકોમા, યુવકોમા અને ધનાઢ્યોમા ધર્મભાવના જાગ્રત થાય, અને તેઓ સાચી ધર્મમૂર્તિઓ બને, એજ અંતઃકરણથી ઇચ્છી વીરમુ છુ



શુ છે ? અને એ કમનસીબીના–એ અમહકારના કેવા કટુ પરિ ણામો આપણે ભોગવી રહ્યા છીએ, એ કોઈથી અજાણ્યું છે કે ?

જૈન સમાજનુ મુખ્ય અગ–સાધુ સાધ્વી એમા કેટલો અમહકાર છે ? એક સાધુ એક કામ કરે, એને બીજો અનુ મોદશે નહિં, બલ્કે ચુપ પણ નહિં રહે, પરન્તુ તે પોતાની શક્તિનો ઉપયોગ તે કાર્યને તોડી પાડવામાજ કરશે એક સાધુ એક ગામ જે ઉપદેશ આપી ગયા હોય, એથી વિપ ગીત જ બીજા આવીને ઉપદેશ આપશે એક સાધુ, અપવિત્ર કેશર વાપરવાની ના પાડશે, તો બીજો પવિત્ર કે અપવિત્રનો ખ્યાલ દૂર કરાવી તેને વાપરવાનીજ હિમાયત કરશે એક સાધુ સાધારણ ખાતાની પુષ્ટિ કરશે, તો બીજો તેના ઉપ દેશને કાપવા માટેજ દેવદ્રવ્ય વધારવાની હિમાયત કરશે એક શુદ્ધ વસ્ત્રો વાપરવાની હિમાયત કરશે, તો બીજો તેનુ ખડન કરશે એક જ્ઞાન પ્રચારની આવશ્યકતા બતાવશે, તો બીજો ખાસ ઈરાદા પૂર્વક જ–ઉજમણા–ઉપધાન અને સઘો કાઢવા તરફ જોર દેશે એક કોઈ સસ્થા માટે કોઈ ગૃહ સ્થને ઉપદેશ આપશે, તો બીજો તેને ના પાડશે સાધુઓની આ સ્થિતિથી સમાજની ત્રિશકુ જેવી સ્થિતિ થાય, એમા આશ્ચર્ય શુ છે ? હું તો કહુ છુ કે સહકાર કરવો તો દૂર રહ્યો, સાધુઓ એક બીજાના કાર્યમા વિઘ્નભુત ન થાય, તો પણ ગનીમત છે “ પપ્પા પાપ ન કર્યું, તો પુણ્ય કર્યું સો વાર ” એવુ અત્યારે મનાય પરન્તુ સાધુઓ

કે જેમના ઉપદેશ ઉપર આખી સમાજના કલ્યાણનો આધાર છે, તેઓ પોતાના આપસના અસહકારથી આખા સમાજની દશા કેવી કઢંગી કરી મૂકે છે, એના ઉદાહરણો આપવાની જરૂર છે શું ? આવી અવસ્થામા સમજુ ગૃહસ્થો–કે જેઓ કોઈના ગતાનુગતિક બન્યા નથી–તેઓ તો કોઈ પણ કાર્ય પોતાની મુનસફી ઉપર જ કરે છે તમે 'ગમે તેમ ઉપદેશ આપો, અમે અમારૂ મનનુ ધાર્યું કરીશુ ' 'અમારા ગામના સઘની અનુકૂળતા–વિચાર પ્રમાણે થશે ' કમનસીબે જો સાધુ પોતાના વિચાર પ્રમાણે કરવાનો આગ્રહ કરવા જાય છે, તો તે સાધુને ગૃહસ્થો શેકડુ જ પરખાવે છે આવી સ્થિતિમા સાધુની કિંમત વધે છે કે ઘટે છે, એનો વિચાર તેઓએ કરવો ઘટે છે આ બધુ એક 'અસહકાર' ના પરિણામે બને છે જો સાધુઓના ઉપદેશમા–વ્યવહારમા–વર્ત્તનમા સહકાર હોય, એક બીજાની સહાનુભૂતિ હોય, તો કેટલુ સુદર કામ થઈ શકે ?

આ જ દશા ગૃહસ્થોની છે ગૃહસ્થોમા ખાસ કરીને આગેવાનોએ–ધનાઢ્યોએ જો એક બીજાની સાથે સહકાર રાખ્યો હોત, તો આજે સમાજની આ દશા ન થાત ગૃહસ્થોમા, એક શેઠીયો બીજા શેઠીયાની ચઢતી જોઈ શકતો નથી એક ગૃહસ્થ એક કામ કરે, એને બીજો જરૂર વખોડે–સઘના કાર્યોમા એક ગૃહસ્થ એક વિચાર મૂકે, તેને બીજો તોડવાજ તૈયાર થાય એક મદિરના બે ગૃહસ્થો ટ્રસ્ટી હોય, તો તે બેમા પણ સહકાર ન મળે એક પેઢીમા બે ચાર ગૃહસ્થો વહીવટ કરતા હોય, તો તેમા યે એક બીજાનો અસહકાર

ગૃહસ્થોમા એક વર્ગ એવો છે કે-જેઓ 'કેળવાયલા' ઓના નામે ઓળખાય છે આ 'કેળવાયલાઓ' ની તો ગતિ જ અજબ છે 'સપ' 'ઐક્ય' 'સહકાર' 'પ્રેમ' ના બણગા તેમના માબળો તો જાણે ગગન ગજવે, પરન્તુ તે પોતે એક બીજાઓ સાથે 'સહકાર' ન સાધે તેઓ જેમને 'જૂના વિચાર' ના 'અભણીયા' ગણે છે, તેમની પાસે મતલબ સાધવી હોય ત્યારે તો તે દોડતા જાય, અને ખુશામદ કરે, પરન્તુ પાછળ તો તેઓને "જૂના ઠરા અને 'ગાડરિયા પ્રવાહમા તણાતા' માને આ કેળવાયલાઓમા કેટલાક તો પોતાને 'જ્ઞાનના સમુદ્ર' સમજે છે હુ ઘણી વખત લખી ગયો છુ તેમ-તેઓ પોતાનાથી કોઈમા પણ 'વધુ જ્ઞાન' સમજતા નથી, જોતા નથી અને આના પરિણામે તેઓ બીજાની સાથે 'સહકાર' કરવાથી દૂર રહે છે પોતાની પહાડ જેવડી ભૂલો, અધાધુધી અને મ્હોટી મ્હોટી પોલો કોઇ બહાર પાડશે, એ ભયથી બીજાઓના અછતા દૂષણો બીજાઓની આગળ ગાવામા પોતાની કેળવણીની સાર્થકતા સમજે છે

હુ કેળવણીનો હિમાયતી છુ કેળવણી ઉપર સમાજની ઉન્નતિનો મ્હોટો આધાર માનુ છુ યુવકો એ દેશની અને સમાજની આશાઓ છે, એમ સમજુ છુ, છતા આજના એજ યુવકો કે કેળવાયલાઓમા જ્યારે ઘણા ખરાઓમા દાંભિકતાનો દરિયો ઉછળતો જોઉ છુ, એજ કેળવાયલાઓના

વચનોમા અને વર્ત્તનોમા આકાશ-પાતાળનુ અતર જોઉ છુ, 'સહકારની' સુદરતા સમજવા છતા 'અસહકાર' ના આન્દોલનો જોઉ છુ, ત્યારે તે પામરો ઉપર દયા તો આવે છે તે આવેજ છે, પરન્તુ સમાજના કાર્યોને માટે મ્હોટામા મ્હોટી 'નિરાશા' મારી આગળ ખડી થાય છે બીજી સમાજના કેળવાયલાઓ, જ્યારે પોતાની આપ સની મતભિન્નતાઓને વળગી રહીને પણ એક બીજાથી 'સહકાર' સાધે છે, ત્યારે આપણા કેળવાયલાઓ નજીવી મતભિન્નતાઓને એક મહાન દુશ્મનાવટનુ સ્વરૂપ આપી, એક બીજાથી અસહકાર-અસહકારજ નહિં, પરન્તુ તેથી પણ આગળ વધીને એક પ્રકારનુ વૈર ઉભુ કરવા મચી રહે છે આના જેવો દુ ખનો વિષય બીજો કયો હોઈ શકે? કેળવાયલાઓ-સાચા કેળવાયલાઓ તો તે છે કે-જેઓ સમાજમા શાન્તિ ફેલાવે, એક બીજાના કાર્યોમા ઉદારતાથી વર્તાવ કરે જ્યા અજ્ઞાનજન્ય ઝઘડાઓ હોય, ત્યા એ ઝઘડાઓને-એ અજ્ઞાનતાઓને દૂર કરવા પ્રયત્ન કરે

આપણી સસ્થાઓ પણ આપસમા સહકાર નથી સાધી શકતી એનુ કારણ પણ મને તો ઉપર કહ્યુ તે જ-કેળવા યલા અથવા કહો કે તે તે સસ્થાઓના કાર્યકર્ત્તાઓની સકુચિતતાનુ પરિણામ જણાય છે ભલે દરેક સસ્થાના કાર્યકર્ત્તાઓ પોતપોતાના હસ્તકની સસ્થા માટે પ્રગતિના પ્રયત્નો કરે, પરન્તુ તેણે બીજી સસ્થાને ધક્કો પહોચાડવા

પ્રયત્ન કરવો, એ નરી મૂર્ખતા નહિ તો બીજુ શુ કહી શકાય ? બ કે ખરી વાત તો એ છે કે, જુદી જુદી દિશામા કામ કરનારી સસ્થાઓ ભલે જુદી જુદી દિશામા કામ કરે, આજે સમાજ તો દરેક વિષયમા ભૂખી છે, ગમે તે દિશાથી વિદ્યાનો પ્રચાર કરવો અત્યારે સમાજને લાભદાયક જ છે, પરન્તુ તે તે દિશાઓમા કામ કરનારી સસ્થાઓને પોતાથી બનતો તન-મન-ધનથી યોગ દેવો, 'સહકાર' કરવો, એજ ડાહ્યા માણસોનુ કર્ત્તવ્ય છે પરન્તુ એમ તો ન જ થવુ જોઇએ કે પોતાની પોલો ઉઘાડી પડવાના ભયથી કે ગમે તે કારણે બીજી સસ્થા માટે લોકોમા દુર્ભાવ ઉભો કરવો

ટુકમા કહીએ તો આજે સમાજના પ્રત્યેક અગો એક બીજાના અસહકારથી છિન્નભિન્ન થઈ રહ્યા છે ! એક પણ કાર્યમા જોઇતી સફળતા મળતી નથી, એનુ કારણ ' અસહકાર ' સિવાય બીજુ કઇ જ નથી મુનિરાજો આજે એક બીજાનો 'સહકાર' કરે-અરે વધારે નહિ તો કેવળ જરૂરી જરૂરી વિષયોમાજ સહકાર કરે, તો મારી શ્રદ્ધા છે કે ઘડીના છઠ્ઠા ભાગમા જૈન સમાજમા નવુ જ ચૈતન્ય લાવી શકાય આજે સમાજના ધનાઢ્ય આગેવાનો જો એક બીજાનો ' સહકાર' સાધે, અને પોતાના પક્ષપાતના ચશમા નીચે ઉતારી દે, તો જે મુનિસમ્મેલન થવુ આજે અશક્ય કે અસભવિત જેવુ દેખાય છે, તે મુનિસમ્મેલન થોડાજ વખતમા ભરાએલુ જોવા આપણે ભાગ્યશાળી થઈ શકીએ આજે સમાજનો

કેળવાયલો વર્ગ પોતાનુ અભિમાન દૂર કરી સમાજના બીજા અગો-સાધુઓ અને સમાજના આગેવાનોની સાથે 'સહકાર' કરે તો થોડાજ વખતમા આપણી સસ્થાઓ આદર્શ સસ્થાઓ બની સમાજનુ મુખ ઉજ્જ્વલ કરવા ભાગ્યશાળી બની શકે આજે આપણી આણદજી કલ્યાણજીની પેઢી અને કોન્ફરન્સ જો એક બીજાનો 'સહકાર' સાધે તો આપણા એકે એક તીર્થોનુ સરક્ષણ થવા સાથ સમાજમાથી અનેક કુરિવાજો દૂર થઈ શકે જ્યારે આપણી મમાપાર્ટી જો પોતાનો મમત્વ દૂર મૂકી એક બીજાનો ' સહકાર ' કરે, તો જરૂર તેઓ પોતાની થતી મશ્કરીઓમાથી બચવા સાથ સમાજના કેટલાયે કાર્યો સુચારૂ રૂપે ચલાવવામા ભાગ્યશાળી થઈ શકે

મુનિરાજો ચેતો! ગૃહસ્થો ચેતો! કેળવાયલાઓ ચેતો! આપણા અસહકારથી આપણે ઘણુ ખોયુ છે, અને ખોઈ રહ્યા છીએ સમાજને ઉન્નત બનાવવી હોય, સમાજનુ મુખ ઉજ્જ્વલ કરવુ હોય, જૈન સમાજની પૂર્વીય કીર્તિને પાછી મેળવવી હોય, તો એક બીજાનો સહકાર કરો મમત્વને મૂકી દો અને સમાજનુ કલ્યાણ કરવા કમર કસો જુઓ વિજય તમારા હાથમા છે શાસનદેવ સર્વને સદ્બુદ્ધિ આપો, એજ અતિમ પ્રાર્થના

# શુ જૈન સૂત્રોમાં માંસાહારનુ વિધાન છે ?

પુરાતત્ત્વમંદિર—અમદાવાદથી પ્રગટ થતા 'પુરાતત્ત્વ
ના ૩જા પુસ્તકના ૪થા અંકમા અધ્યાપક ધર્માન
કૌસમ્બીનો, બુદ્ધચરિત્ર લેખમાળાના ૮મા લેખાંક
'માસાહાર' સબધી લેખ પ્રગટ થયો છે આ લેખ
અધ્યાપક મહાશયે એ બતાવવા પ્રયત્ન કર્યો છે કે–બુદ્ધ
સમયમા જેમ બુદ્ધ અને બુદ્ધના ભિક્ષુકો માસાહાર કરત
હતા, તેમ શ્રમણો (જૈન સાધુઓ) પણ કરતા હતા અ
આ વાતની પુષ્ટિમા તેમણે આચારાગસૂત્ર નો એક પા
તેમજ દશવૈકાલિકસૂત્ર ની બે ગાથાઓ આપી છે

આપણે, તેમણે આપેલા પાઠો ઉપર વિચાર કરીએ તે પહેલા, એક વાત વિચારી લેવી ઘટે છે

'અહિંસા' 'દયા' કે 'માસાહારનિષેધ' ના સબધમા જૈન સમાજ, જૈન ધર્મ કે જૈન સૂત્રોની-સિદ્ધાન્તોની જે ખ્યાતિ છે, એ કોઈથી અજાણી નથી જૈનગ્રથોનુ બારીકાઈથી અધ્યયન કરનાર પોકારી ઉઠે છે કે-'અહિંસા' **ના સબધમા જૈન ધર્મની બરાબરી દુનિયાનો એક પણ ધર્મ કરી શકે તેમ નથી.** યદ્યપિ મહાવીરદેવનો સમય પચીસસો વર્ષ ઉપરનો છે, તેમ છતા, તે પછીના ગ્રથકારો અને ટીકાકારોએ અહિંસાની-માસાહારનિષેધની જે ઉદ્ઘોષણા કરી છે, એ મહાવીરના સૂત્રોને અનુસરીનેજ મહાવીર અને મહાવીરના સાધુઓના આચરણને અવલબીનેજ, નહિ કે પહેલા હતુ કઈ અને તેમણે બનાવ્યુ કઇ જો વસ્તુત મહાવીરદેવના સાધુઓ-નિર્ગ્રંથો માસાહાર કરતા હતા, તો ટીકાકારો અને ગ્રથકારોની કલમો આટલા દરજ્જે અહિંસા અને માસાહારનિષેધનુ પ્રતિપાદન નજ કરી શકી હોત આનુ ઉદાહરણ એજ મહાવીરદેવના સમકાલીન બુદ્ધ અને બુદ્ધસાધુઓનુ છે 'બૌદ્ધ ધર્મ' પણ અહિંસા ધર્મના માનનારો હોવા છતા બુદ્ધસમય પછીના ગ્રથકારો ન એટલુ અહિંસા કે માસાહાર નિષેધનુ પ્રતિપાદન કરી શકયા કે ન હિંસા અને માસાહારનો ત્યાગ પણ કરી શકયા છે કહેવાની કઇજ જરૂર નથી કે-પશ્ચાત્કાલીન પુરૂષો અને

શાસ્ત્રો ઉપર, પૂર્વીય પુરૂષો અને પૂર્વીય શાસ્ત્રોની અમર અવશ્ય પડે છે એ સૌ કોઇ કબૂલ કરી શકશે કે–યદિ મહાવીર અને મહાવીરના સાધુઓમા આજથી પચીસસો વર્ષ ઉપર પણ જો માસાહારનો પ્રચાર હત, તો આજે થોડા ઘણા અશમા પણ જૈનોમા–જૈન સાધુઓમા માસાહારનો પ્રચાર અવશ્ય દેખાત પૂર્વ સમયના આચાર–વિચાર અને શાસ્ત્રપ્રતિપાદ્ય વિષયોની અમરનુ બીજુ ઉદાહરણ હિદુ જનતાનુ પણ છે

હિદુઓમા દેવીઓ આગળ અપાતા ભોગો, યજ્ઞ–યાગાદિમા થતો પશુવધ એ પૂર્વના રિવાજો અને થયેલા શાસ્ત્રવિધાનોની અસરનુ પરિણામ નથી શુ ?

આપણો આ અનુભવ **અધ્યાપક કૌસમ્બીજી**ના એ મન્તવ્યને સ્વીકારવા માટે સાફ ના પાડે છે કે–" તે વખતે જૈન સાધુઓમા માસાહારની પ્રથા હતી "

જૈનો–મહાવીર અને તેમના સાધુઓ ચુસ્ત અહિસાના ઉપાસક અને પ્રકાશક હતા, એ વાત ખુદ અધ્યાપકજીના શબ્દોથી પણ સિદ્ધ થાય છે તેઓ પૃ ૩૨૭મા લખે છે–

" તેજ પ્રમાણે પોતાથી પરોક્ષ કે અહેતુપૂર્વક થયેલી હિસા, એ હિમા નથી, એમ બુદ્ધ ભગવાન કહેતા દાખલા તરીકે–આપણે દીવો કરીએ અને તેના ઉપર પડીને જીવડા મરી જાય, તો તે હિસા નથી થતી, એમ તેમનુ કહેવું

હતુ તે ઉપરથી જૈન શ્રમણો પણ તેમને નાસ્તિક ( અક્રિ-યાવાદી ) કહેતા ”

**આનો અર્થ સ્પષ્ટ છે કે-જૈન શ્રમણો પોતાથી પરોક્ષ થયેલી હિસાને પણ હિસા માનતા**

જેઓ આટલે સુધી હિસા માનતા, તેઓ બીજાએ પકાવેલુ પણ માસ સ્વીકાર કરે એ શુ બની શકે ખરૂ ?

એક બીજી વાત પણ ઉપરની વાતને પુષ્ટ કરે છે અધ્યાપકજી લખે છે કે-

“ જૈન શ્રમણ બીજાના ઘરનુ આમત્રણ બીલકુલ સ્વી કારતા નહિ ગમે તે અન્ન, તેમને માટે જો તૈયાર કરવામા આવ્યુ હોય, તો તેને તેઓ નિષિદ્ધ ગણતા અને હજુ પણ ગણે છે, કારણ કે-તે તૈયાર કરતી વખતે અગ્નિના લીધે થોડી ઘણી પણ હિંસા થાય છેજ, અને તેનો સ્વીકાર કર વાથી શ્રમણે તે હિંસાને અનુમોદન આપ્યા જેવુ થાય અહિંસાની વ્યાપક વ્યાખ્યા બુદ્ધ ભગવાનને પસદ નહોતી જાણી લેઇને ક્રૂરતાથી પ્રાણિઓનો વધ ન કરવો, એટલુ જ તેમનુ કહેવુ હતુ ”

**આમા પણ તે વખતના જૈન શ્રમણોની અહિ-સા સબધી વ્યાપકતા સ્પષ્ટ જણાય છે** વ્યાપક અહિં-સાને માનનાર માસાહાર કરે, એ કેમ માની શકાય ? અસ્તુ,

હવે આપણે જૈન સૂત્રોના તે તે પાઠો, કે જે પાઠો ઉપરથી શ્રીયુત અધ્યાપકજી અને બીજા કેટલાક લેખકો "જૈન સૂત્રોમા માંસાહારનુ વિધાન" જાહેર કરે છે, તે પાઠોનુ બારીકાઇથી અવલોકન કરીએ

જૈન સૂત્રોમા માંસાહારના વિધાન સબંધી જે પાઠો બતાવવામા આવે છે, તેમા મુખ્ય પાઠ આચારાङ्गसूत्रनो છે તે પાઠ આ છે —

से भिक्खू वा भिक्खुणी वा सेज्ज पुण जाणेज्जा बहु-अट्ठिय मस वा मच्छ वा बहुकटक त्याथी लईने

सलाणए मसग मच्छग भोच्चा अट्ठियाइ कटए गहाय से त्तमायाए एगतमवक्कमेज्जा अवक्कमेत्ता अहेर झामथडिलसि वा अट्ठिरासिसि वा किट्टरासिसि वा तुसरासिसि वा गोमयरासिसि वा अण्णयरसि वा तहप्पगारसि थडिलसि पडिलेहिय पडिलेहिय पमज्जिय पमज्जिय तओ सजयामेव पमज्जिय पमज्जिय परिठवेज्जा ।

( બાબુવાળુ આચારાગ સૂત્ર, પૃ ૮૧–૮૨ )

ઉપરના આખા પાઠની મતલબ એ છે કે બહુકટમય મત્સ્ય કે બહુ અસ્થિમય માસ મળે, તો સાધુ સાધ્વિએ લેવુ નહિં, અને એવા બહુ કટકમય મત્સ્ય કે અસ્થિમય માસના આપનાર ગૃહસ્થને ગૃહસ્થિને નિષેધ કરવો, અને કેવળ અસ્થિ

કટક સિવાયનુ મત્સ્ય કે માસ માગવુ તેમ છતા જો તે જબરદસ્તીથી પાત્રમા નાખે તો આરામમા કે ઉપાશ્રયમા ગમે ત્યા એકાન્તમા જઇને માસ અને મત્સ્યનો ઉપભોગ કરીને કાટા તથા હાડકા કોઇ બાળેલી જમીન ઉપર, હાડ કાના રાશી ઉપર, કાટ ખાઈ ગયેલા જૂના લોઢાના ઢગલા ઉપર અથવા એવી નિર્દોષ જમીન ઉપર—જગા સાફ કરીને-સયમ પૂર્વક મૂકવા

મોટે ભાગે આજ પાઠના આધારે કેટલાક લોકો માસાહારના વિધાન સબધી આરોપ મૂકે છે પરન્તુ કોઇ પણ વિષયનો નિર્ણય કરવામા એકલી શ્રુતિ–શાસ્ત્રનો જ આશ્રય લેવો વ્યાજબી નથી શ્રુતિની સાથે 'યુક્તિ' અને '**અનુભૂતિ**' પણ મેળવવા ઘટે છે અર્થાત **શ્રુતિ, યુક્તિ** અને **અનુભૂતિ** આ ત્રણે દ્વારા જે નિર્ણય થાય, એજ નિર્ણયને 'સાચો નિર્ણય' સમજવો જોઇએ, અને કદાચિત્ **યુક્તિની** પણ પુષ્ટિ મળી, પરન્તુ તેની સાથે **અનુભૂતિ** ઘટાવવી જોઇએ આપણો અનુભવ શુ કહે છે, તે પણ જોવો જોઇએ આમ ત્રણેનો યોગ મળે ત્યારેજ નિશ્ચય થઈ શકે

ઉપરના પાઠમાજ નહિ, બીજા પણ જે જે પાઠો આપણને તેવા લાગતા હોય, તે સબધી ઉપરની ત્રણે રીતે વિચાર કરવો જોઇએ

સૌથી પહેલા ઉપરના પાઠની સાથેના આગલા પાછલા અધિકારના પ્રસગનેજ જોવાની કોઇ તકલીફ લેતુ નથી

એ ધ્યાનમા રાખવાનુ છે કે આ એક આપવાદિક પ્રસગ છે એટલે કે કોઇ મહાવિકટ પ્રસગમા આ વસ્તુઓ ગ્રહણ કરવા માટે લખ્યુ છે અને તે પણ **બહાર પરિભોગને માટે–શરીર ઉપર લગાવવાને માટે** નહિ કે ખાવાને માટે ટીકાકારે આ સબધી સ્પષ્ટ ખુલાસો કર્યો છે ટીકાકારના શબ્દો આ છે —

"यस्य चोपादान क्वचिद् लुताद्युपशमनाथ सद्वैद्योपदेशतो वा बाह्यपरिभोगेन स्वेदादिना ज्ञानाद्युपकारकत्त्वात् फलवद् दृष्ट, भुजिश्चात्र नहि परिभोगार्थे, नाभ्यवहारार्थे, पदातिभोगवत् । "

**અર્થાત્** —ક્યારેક લૂતાદિ રોગની શાન્તિને માટે કુશલ વૈદ્યના આદેશથી, બહાર લગાડવાને માટે માસ–મત્સ્ય ગ્રહણ કરે, પણ તે ખાવાને માટે નહિ,–અહિં 'ભુજ' ધાતુ 'બહિર્પરિભોગ' અર્થમા છે જેવી રીતે કે–'पदातिभाग' આદિ શબ્દોમા 'ભુજ' ધાતુનો અર્થ 'ખાવુ' એવો નહિ પરન્તુ 'બહાર લગાવવુ' એ ગ્રહણ કરવાનો છે

ઉપર કહ્યા પ્રમાણે મહા ભયકર રોગના કારણે અને કોઈ કુશલ વૈદ્ય બતાવે તોજ બહારના ઉપયોગને માટે તે વસ્તુ લેવા માટે કહેવામા આવ્યુ છે, **અને તે પણ મહા અપવાદ માર્ગે**

એક વાત ખાસ કરીને ધ્યાનમા રાખવાની છે અને તે એ કે-ચાહે હિંદુ ધર્મના વેદો કહો કે ચાહે બૌદ્ધોના પિટક ગ્રથો કહો, અને ચાહે જૈનોના આગમ કહો-દરેકનો મૂળ અભ્યાસ કરતી વખતે ટીકાઓનો આશ્રય લીધા સિવાય કોઇને પણ ચાલી શકે તેમ નથી જે વસ્તુઓનુ મૂળ હજારો વર્ષ ઉપર ઉત્પન્ન થયુ છે, એ વસ્તુઓના મૂળ શબ્દોને અત્યારના પ્રચલિત શબ્દોની સાથે ઘટાવીને અર્થ કરવામા મ્હોટે ભાગે ભૂલજ થવાનો પ્રસગ રહે છે અને અર્થનો અનર્થ થવાનો જ સભવ છે

આ સિવાય એક બીજી બાબત પણ ધ્યાનમા લેવાની છે અતિ પ્રાચીન મૂળ ગ્રથોમા-દાખલા તરીકે જૈન આગમોમા-એક જ પ્રકારના સૂત્રોની ગુથણી નથી હોતી કેટલુક વર્ણન ભય સૂચક કે વૈરાગ્ય સૂચક હોય છે, જ્યારે કેટલુક વર્ણન માત્ર વર્ણનાત્મક જ હોય છે આગમના અભ્યાસિયો, જ્યા સુધી ગુરૂ ગમતાપૂર્વક-કોઈ ગીતાર્થ ગુરૂ પાસે એવો અભ્યાસ ન કરે, ત્યા સુધી તે સૂત્રોના રહસ્યને ન સમજી શકે, એ બનવા જોગ જ છે આગમનુ એ વચન છે કે—

गुरुमईआहिणा सव्वे सुत्तत्था ।

ગુરૂ મતિને આધીન સર્વ સૂત્રાર્થ છે

માત્ર વ્યાકરણના નિયમોને જાણી લીધા, એટલા માત્રથી સૂત્રોના રહસ્યો પ્રાપ્ત કરી લીધા, એ માનવુ ભૂલ ભરેલુ

છે અસ્તુ ક્રમમા ક્રમ આ બન્ને બાબતોનુ લક્ષ્ય રાખીને જો સૂત્રોનુ અવલોકન થાય, તો ગેર સમજુતી ઓછીજ ઊભી થાય, એવુ મારૂ નમ્ર મન્તવ્ય છે

ડૉ. જેકોબી જેવા વૃદ્ધ વિદ્વાને પણ આ વિષયમા જે ભૂલ ચાપ ખાધી હતી, એ વાત, જોધપુરમા સ્વર્ગીય ગુરૂદેવ શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મહારાજના સમ જાવવાથી તેમને માલૂમ પડી હતી અને તેથીજ તેમણે પોતાના તે વિચારો ફેરવ્યા હતા અસ્તુ,

અધ્યાપક કૌશમ્બીજીએ આચારાગના ઉપર્યુક્ત પાઠને મળતીજ દશવૈકાલિક સૂત્રની બે ગાથાઓ આપી છે આ બન્ને ગાથાઓનો સારાશ ઉપરના જ પાઠને મળતો છે અને તેવીજ રીત તેની ટીકામા શ્રી હરિભદ્રસૂરિએ સ્પષ્ટ ખુલાસો કર્યો છે તે ગાથાઓ અને ટીકા આ છે—

बहुअट्ठिय पोग्गल अणिमिस वा बहुकटय ।
अत्थिय तिंदुय बिल्ल, उच्छुखण्ड य सबलि ॥ ७३ ॥
अप्पे सिआ भोयणज्जाए, बहुउज्झियधम्मिय ।
देंतिअ पडिआइक्खे न मे कप्पइ तारिस ॥ ७४ ॥

અ૦ ૫

અર્થાત્—બહુ અસ્થિમય માસ, બહુ કટકમય મત્સ્ય, અસ્થિવૃક્ષ ફલ, બીલીપત્રનુ ફળ, શેરડી, શાલ્મલિ, આવી જાતના પદાર્થો—જેમા ખાવાનો ભાગ ઓછો અને ફેકી

દેવાનો વધારે હોય–આપનારીને 'તે મને યોગ્ય નથી' એમ કહીને નિષેધ કરે

આના ઉપર શ્રી હરિભદ્રસૂરિ મહારાજ કહે છે કે—

'अयं किल कालद्यपेक्षया ग्रहणे प्रतिषेध ।

અહિં 'કાલ' શબ્દથી પુરાતત્ત્વના સમ્પાદકે તે લેખની નોટમા 'દુકાળ વિગેરે' બતાવેલ છે, પરન્તુ તે ઠીક નથી 'કાળ' શબ્દથી 'સમય' વિશેષ સમજવો જોઇએ છે અને 'સમયવિશેષ' એટલે કોઈ મહાન્ ભયકર-લૂતાદિ રોગના સમયે, તે વસ્તુ ગ્રહણ કરવાની જરૂર પડે તો, હરિભદ્રસૂરિ મહારાજ કહે છે કે–એવા અતિકટકમય મત્સ્ય કે અતિ અસ્થિમય માસનો સાધુ નિષેધ કરે શ્રીહરિભદ્રસૂરિ વધુ ખુલાસો એમ પણ કરે છે કે—

"अन्ये त्वमियघति–वनस्पत्यधिकारात् तथाविध–फलाभिधाने एते" અર્થાત્ આ પ્રસગ વનસ્પતિ સબધી હોવાથી તે પણ એક જાતના વનસ્પતિના ફળોના નામો છે તેઓ કહે છે કે—

'अरिथय' अस्थिकवृक्षफलम् ।
'तिंदुय' तेंदुरुकी फलम्, इति ॥

એટલે એ તો નક્કીજ છે કે ઉપરના પાઠો ઉપરથી "જૈન સાધુઓ માસ–મત્સ્યનુ ભક્ષણ કરતા હતા" એમ જે કહેવામા આવે છે તે હબક છે

ધ્યાનમા રાખવાનુ છે કે–આવી રીતે લ્તાદિ–રોગાદિ કારણે પણ ચોમાસામા તો તે વસ્તુઓ લેવાનો પણ નિષેધ છે

कल्पसूत्र–सुबोधिका ટીકામા નવમા ક્ષણમા કહ્યુ છે—

यद्यपि मधु १ मद्य २ मास ३ नवनीत ४ वर्जन यावज्जीव अस्त्येव, तथापि अत्यतापवाददशाया बाह्यपरिभोगाद्यर्थ कदाचिद् ग्रहणेऽपि चतुर्मास्या सर्वथा निषेध ॥

ભગવાન મહાવીરે તો જૈન સાધુઓને–પોતાના સાધુઓને એવા માર્ગમા ચાલવાનો–અરે, ચાલવાનો જ નહિ, ચાલવાનુ મન પણ કરવાનો નિષેધ કર્યો છે કે–જ્યા મત્સ્ય–માસ વેચાતુ હોય

આ મતલબનો अचारागसूत्र મા અને निशीथसूत्र મા આ પાઠ છે

"मससल मच्छसल वा इश्वाइ जाव णो अभिसधारेज्ज '

હવે આપણે **ભગવતી સૂત્રના** તે પાઠ ઉપર દષ્ટિપાત કરીએ કે જે પાઠમાના શબ્દો **તિર્યંચ પ્રાણીની** ભ્રાતિમા નાખે છે, પરન્તુ વસ્તુત તે શબ્દોના અર્થો બીજા જ છે

मगवती सूत्र, શતક ૧૫, પૃ, ૧૨૬૯ મા આ પાઠ છે –

"तत्थ ण रेवतीह गाहावइए मम अट्ठाए दुवे कवोयसरीरा उपक्खडीया, तेहिं नो अट्ठो अत्थि । से अण्णे पारियासिए मज्जारकडे कुक्कुडमसए, तमाहराहि, तेण अट्ठो" इत्यादि ।

આના અર્થને વિચારવા પહેલા કયા પ્રસગનો આ પાઠ છે, તે વિચારીએ

મહાવીર સ્વામીના શિષ્યાભાસ ગોશાલાએ જ્યારે ભગવાનના ઉપર તેજોલેશ્યા મૂકી, ત્યારે ભગવાનને તેના તાપથી–ગરમીથી મરડો થઈ ગયો આ જોઇને **સિહા અણગાર** ઘણો દુખી થયો અને માલુકકક્ષ નામના વનમા જઇને રોવા લાગ્યો ભગવાને જ્ઞાનથી જાણી લીધુ અને સાધુને મોકલી સિહા અનગારને પોતાની પાસે બોલાવી કહ્યુ – "હે સિહા અનગાર, તુ ચિતા ન કરીશ હુ હજી સોલ વર્ષ જીવવાનો છુ"

ઇત્યાદિ કહીને ઉપરની વાત કહેવામા આવી છે એટલે કે–

"તત્ર (મેઢિગ નગરમા) ગૃહપતિની પત્ની **રેવતીએ મારા માટે** બે કુષ્માડ તૈયાર કર્યા છે, તેને લઈશ નહિ, કિન્તુ વાયુશમનને માટે **બીજોરાપાક** છે, તે લેવો"

ઉપરના પાઠનો આ અર્થ છે પરન્તુ અનભિજ્ઞ કેટલાક લોકો ઉપરના પાઠમા આવેલા 'दुवे कपोयसरीरा નો અર્થ બે **કપોતશરીર** કરે છે અને कुक्कुडमसए નો અર્થ '**કુકુડ માસ**' કરે છે, પરન્તુ આ અર્થો ઉચિત નથી **શ્રીમાન્ અભયદેવસૂરિ મહારાજ** કહે છે કે

"दुवे कवोया इत्यादि श्रूयमाणमेवार्थं केचिद् मन्यन्ते"

અર્થાત્ કેટલાક લોકો 'दुवे कवया' ઇત્યાદિ જેવા શબ્દો છે તેવાજ અર્થ કરે છે પરન્તુ આગળ ચાલીને ટીકાકારે એનો વાસ્તવિક અર્થ આમ કર્યો છે –

"कपोतक पक्षिविशेपस्तद्वद् द्वे फले, वर्णसाधर्म्यात्, ते कपोते कूष्माण्डे, ह्रस्वे कपोते कपोतके, ते च ते शरीरे च वनस्पतिजीवदेहत्वात् कपोतशरीरे, अथवा कपोतकशरीरे इव धूसरवर्णसाधर्म्यादिव, कपोतकशरीरे कुष्माण्डफले एव ते उपस्कृते सस्कृते, 'तेहिं णो अट्ठोत्ति' बह्वपायत्वात्।"

અર્થાત્–'કપોત' પક્ષિ વિશેષ (કબુતર) નુ નામ છે તેના જેવા વર્ણવાળા બે ફલ–કુષ્માણ્ડ ફલ, એવા પકાવેલા બે કુષ્માણ્ડ ફલનુ અમને પ્રયોજન નથી ('कुत्सिताल्पाज्ञाते' સિદ્ધહેમ વ્યાકરણના ૭–૩–૩૩ મા સૂત્રથી અલ્પ ન્હાના અર્થમા 'કપ્' પ્રત્યય આ યો છે ) કારણ કે ( તે આધા કર્મી હોવાથી ) તેમાં ઘણો દોષ છે

વળી પણ ટીકાકારે વિશેષ સમાસ કરીને કહ્યુ છે–

'કપોતક' એ કોહાનુ નામ છે અને 'શરીર' એ ફલનુ નામ છે અથવા ધૂસરવર્ણના જેવુ હોવાથી 'दुवे कवोयसरीरा' નો અર્થ 'બે કોહાના ફલ' એવોજ અર્થ થાય છે, તે તૈયાર કરેલા છે, તે મારે ન કલ્પે, કારણ કે આધાકર્મી હોવાથી બહુ પાપનુ કારણ છે

આમ કહીને પછી કુક્કુડમાસ મગાવ્યુ અહિં પણ ટીકાકારે કરેલો ખુલાસો ધ્યાનમા લેવા ઘટે છે

મૂલ સૂત્રમા પાઠ છે मज्जारकडे कुक्कुडमसए, तमाहराहि, तेण अट्ठो ।

ટીકાકાર કહે છે કે–' અહીં પણ ' શ્રયમાણ અર્થ ' જ કેટલાક કરે છે, પરન્તુ તે ઠીક નથી '

"मार्जारो वायुविशेषस्तदुपशमनाय कृत सस्कृत मार्जारकृतम्"

અર્થાત્ ' માર્જાર ' નામના વાયુથી શાન્તિને માટે તૈયાર કરેલી વસ્તુ ' માર્જારકૃત ' કહેવાય અથવા ' माजार ' એટલે ' विराल ' નામની વનસ્પતિ વિશેષ, તેનાથી તૈયાર કરેલ, તે પણ **' માર્જારકૃત '** કહેવાય અને कुक्कुडमास નો અર્થ છે **' બીજોરાપાક '**

અહીં એક વાત વિચારવા જેવી છે ભગવાન્ મહાવીર સ્વામીને આ વસ્તુની આવશ્યકતા પોતાને થયેલા **'મરડા'** ના રોગની શાન્તિને માટે પડી હતી મરડો અતિ ગરમીથી થાય છે અને થયો હતો આવી અવસ્થામા કોઈ પણ ઠડા ઉપચારો જ ઉપયોગી થઈ શકે, એ દેખીતુ છે ' માસ ' જેવા અતિ ગરમ અને ગરીષ્ટ પદાર્થો તેના રોગને માટે વધારે નુકસાનકર્તા જ થાય હા, કોહલાનો યા બીજોરાનો મુરબ્બો આપી શકાય, કારણ કે આ ફળો ઠડા છે–ઠડક કરનારા છે એટલે બુદ્ધિથી પણ આપણે વિચારી શકીએ

કે આ પ્રસગ ' **માંસાહાર** ' માટે છે જ નહિ અને તેટલા માટે ટીકાકારે તે શબ્દોનો અર્થ ' **વનસ્પતિ** ' મા કર્યો છે તે વ્યાજબી છે

ધ્યાનમા રાખવુ જોઇએ છે કે શબ્દો, કેવળ એકજ અર્થને સૂચવનારા નથી હોતા શબ્દોના અર્થો ઘણા હોય છે અને એક એક શબ્દના અનેક અર્થો ન થતા હત તો આજે ' **કોશ** ' જેવુ સાહિત્યનુ એક અગજ હયાતિ ન ભોગવતુ હત

ઉપરના શબ્દોના અર્થો જેમ ટીકાકારે ' **વનસ્પતિ** ' વિશેષમા કર્યા છે તેવીજ રીતે પ્રાચીન **કોશોમા** પણ તે શબ્દોના અર્થો ' **વનસ્પતિ** ' વિશેષમા કર્યા છે

નિર્ણયસાગર પ્રેસમા પ્રકાશિત अभिधानसंग्रह નામના સગ્રહમા ' निघण्टु ' નામક કોશ છપાયો છે, તેના ૧૩૯–૧૪૦ શ્લોકમા આ શબ્દો છે—

> " पारावते तु साराम्लो रक्तमाल परावत
> आरेवत मारफलो महा पारावतो महान् ।
> कपोताण्ड तुल्यफलो "

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે–कपोत એ **અણ્ડતુલ્ય-ફલ**નુ નામ છે આવીજ રીતે कुक्कुट શબ્દ પણ તેજ निघण्टु ના ઉપર મા શ્લોકમા છે

" श्रीवारक शितिवरी वितुन्न कुक्कुट शिति " ।

આ કોશજ જ્યારે તે શબ્દો વનસ્પતિ વિશેષને માટે સ્પષ્ટ બતાવે છે, તો પછી હવે નિશ્ચિત થાય છે કે-જે **લોકો જૈનસૂત્રોમા માસાહારનો પાઠ જોઇ રહ્યા છે તેઓ ભ્રાન્તિમા છે.**

એટલાજ શબ્દો નહિ, પ્રાચીન ગ્રંથોમા એવા અનેક શબ્દો છે કે જે અત્યારે કઈ બીજા જ અર્થમા વપરાતા હોય છે ત્યારે, અત્યારે જે અર્થમા તે શબ્દો વપરાતા હોય, તે અર્થમા તે શબ્દો લઈ જવાથી મહાન્ અનર્થ ઉભો થાય, એ દેખીતુ જ છે હુ થોડાક એવા શબ્દો આપુ છુ કે જે એવીજ રીતે જુદા જુદા અર્થમા વપરાયા છે

'मज्जारवा' શબ્દ પ્રકટ અર્થમા 'બિલાડી' અર્થમા છે પરન્તુ ભગવતી સૂત્રના ૨૧ મા શતકમા મુખ્યવર્ણી વનસ્પતિના અર્થમા મૂકયો છે 'ऐरावण' ઈન્દ્રના હાથીનુ નામ છે, પરન્તુ પન્નવણા સૂત્રના 'લકુચફળ' ના અર્થમા મૂકયો છે 'मडुकी' એ દેડકીનું નામ પ્રસિદ્ધ છે, પરન્તુ ઉપાસગદશાગ સૂત્રમા આણદ શ્રાવકના અધિકારમા આણદ શ્રાવક વનસ્પતિનુ પરિમાણુ કરતા 'મડુકી' ની છુટ રાખે છે કારણુ કે-મડુકી એ 'કોડી' નામની વનસ્પતિનુ નામ છે

આ અર્થો સ્વતત્ર કલ્પનાથી કરવામા આવ્યા છે અથવા આવે છે, એમ નથી, निघण्टु આદિ સસ્કૃત-પ્રાકૃત કોશોમા પણ એના વનસ્પત્યાદિ અર્થો બતાવ્યા છે

આતો સૂત્રોમા આવેલા શબ્દોની વાત થઈ, સંસારમા પણ એવા અસંખ્ય શબ્દો પ્રચલિત છે કે જેના જુદા જુદા અર્થો થાય છે દાખલા તરીકે—

'રાવણ' દશાનનુ નામ છે તેવી રીતે 'તહુક' ફલનુ પણ નામ છે, 'पतग' ચૌરેન્દ્રિય જીવનુ નામ છે, તેમ '**મહુડા**' નુ પણ નામ છે 'तापसप्रिया' તાપસની સ્ત્રીનુ નામ છે, તેમ 'द्राक्षा' નુ પણ નામ છે, कच्छप કાચબાનુ નામ છે, તેમ 'नदीतृणी વૃક્ષનુ પણ નામ છે, 'गाजिह्वा' ગાયની જીભનુ નામ છે, તેમ '**ગોબી**' નુ નામ છે 'मातुल' મામવાળાનુ–અતિપુષ્ટનુ નામ છે તેમ '**કાલિંગડા**' નુ પણ નામ છે 'बिम्बी' સર્પ વિશેષને કહે છે, **તેમ** '**કુણ્ડુરી** નામના શાકનુ પણ નામ છે 'चतुष्पदी' ચાર પગવાળા (પશુ) ને કહે છે, તેમ '**ભીડા**' ને પણ કહે છે

કેટલા શબ્દો લખવા ? ચારે તરફનુ જ્ઞાન મેળવ્યા સિવાય અર્થાત્ ચાર તરફની પરિસ્થિતિ જાણ્યા વિના એક તરફજ લક્ષ્ય કરીને જો નિશ્ચય કરવામા આવે, તો મહાન્ અનર્થ થવાની જ સભાવના રહે પજાબનો એક માણસ ગુજરાતમા જાય, અને પ્રસગોપાત વાત નિકળતા કહે કે— हमारे यहाँ कूकडी बहुत होती हैं, और हम लोग विशेषत कुक्कडी खाते हैं ! ગુજરાતનો વાણીયો આ સાભળીને દિગમૂઢ જ થઇ જાય, પણ જો દિગમૂઢ થઇને ચૂપચાપ બેસી રહે, અને બન્ને ત્યાથી છૂટા પડે તો પેલા ગુજરાતીના મનમા અવશ્ય એ

ભાવના રહીજ જાય છે કે પંજાબના લોકો—વાણિયા પણ **કુકડી** ખાય છે પરન્તુ ધ્યાનમા રાખવુ જોઇએ કે પંજાબમા મકાઈ ને **કુકડી** કહે છે જો આ જ્ઞાન પાસ થયુ હોય તો પેલા ગુજરાતીને ભડકવા જેવુ નજ રહે

'પોપટા' શબ્દ ગુજરાતમા પ્રસિદ્ધ છે પરન્તુ તેજ **પોપટા** શબ્દ માળવામા કોઈ બોલે—ચણાના ખેતરમા ઉભેલી કોઇ બાઈને રસ્તે જતો મુસાફર એમ કહે છે કે—બાઈ એક આનાના **પોપટા** આપ તો, તો તે બાઈ પોપટાના બદલામા ગાળોનો વરસાદ જ વરસાવે

પૂર્વ દેશમા 'શાક' ને 'તરકારી' જ કહે છે, ગુજરાતમા 'તરકારી' શબ્દ નથી બોલાતો

કહેવાની મતલબ કે કોઇપણ શબ્દનો એકજ અર્થ કરીને નિર્ણય બાધવામા ઘણી ભૂલ થવાની સભાવના રહે છે સૂત્રોમા આવેલા કેટલાક શબ્દોમા પણ રહેલુ આ રહસ્ય ન સમજાય, ત્યા સુધી નિર્ણય બાધવો વ્યાજબી નથી પરન્તુ કેટલાક દિગમ્બર ભાઈઓ પણ, કે જેઓ પ્રાચીન સૂત્રોને ન માનતા આધુનિક ગ્રથો ઉપર જ પોતાના સાહિત્યનો પુલ ઉભો કરે છે, તેઓ શ્વેતામ્બર સૂત્રોનો કોઇપણ ગીતાર્થ ગુરુપાસે અભ્યાસ કર્યા વિના, અરે, અક્ષર પણ સસ્કૃત-પ્રાકૃતનુ કદાચ જ્ઞાન ન ધરાવતા હોય એવા પણ, શ્વેતામ્બરો ઉપર '**માસાહાર**' નો આરોપ મૂકવા તૈયાર થાય છે પરન્તુ એવા કુપમડુકો તો ખરેખર અનધિકાર ચેષ્ટાજ કરે છે વિદ્વત્તાની

ગધ નહિ હોવા છતા બીજાની વાદે પોતે પણ બકવાદ કરવા તૈયાર થવુ, એના જેવી મૂર્ખતા બીજી કઇ કહી શકાય! એના લેખકો ઉપરના વિવેચનથી સમજી શક્યા હશે કે જેઓ શ્વેતાબરો ઉપર માસાહારનો આરોપ મૂકવા તૈયાર થાય છે, તેઓ કેવા ભ્રમમા છે

જે મહાવીરે અહિસાનો ડકો ફરકાવ્યો છે, જે મહાવીરે મનુષ્ય મા ત્રની જ સાથે નહિ, જગતના પ્રાણિમાત્રની સાથે મૈત્રીભાવથી રહેવાની ઉદ્‌ઘોષણા કરી છે, જે મહાવીર નિશ્ચયની સાથે વ્યવહારનુ પાલન કરવાનો પણ ઉપદેશ આપે છે, એ મહાવીર પોતાના સાધુઓને માસાહારની છૂટ આપે ખરા કે ?

ધ્યાન પૂર્વક જોતામા આવે તો મધુ, માસ, માખણ અને મદિરાને વારવાર અભક્ષ્ય તરીકે ઓળખાવ્યા છે **પ્રવચન-સારોદ્ધારમા** માસને પ્રત્યેક અવસ્થામા સજીવ બતાવેલ છે સૂયગડાગસૂત્રના બીજા શ્રુતસ્કધના છટ્ઠા આર્દ્રક અધ્યયનની ૩૭–૩૮ ગાથાઓમા માસાહાર કરનારાઓનુ વર્ણન આપી, પછી કહેવામા આવ્યુ છે કે—

> जे यावि भूजति तहप्पगार
> सेवति ते पावमजाणमाणा ।
> मण न ग्य कुसल करता
> वायावि ग्सा वुइया उ मिच्छा ॥ ३९ ॥

અર્થાત્–જેઓ તથાપ્રકારનો આહાર કરે છે, ભોજન

કરે છે, તે પાપને નહિ જાણનારા અનાર્ય માણસો તેની સેવા કરે છે—તેનુ ગ્રહણ કરે છે પરતુ કુશલ મનુષ્યો—માસભક્ષણમા રહેલા પાપને જાણનારા મનુષ્યો તેની અભિલાષારૂપ મન પણ ન કરે અરે એવી વાણી પણ એમને છુટી થઇ ગયેલી હોય છે મિથ્યા છે અર્થાત્ એવી વાણી પણ બોલતા નથી

આ પ્રમાણે ન કેવળ માસાહારનો જ નિષેધ કરવામા આવ્યો છે, સમસ્ત પ્રાણીઓ ઉપરની દયાના કારણે સાવદ્ય આરભ સમજીને મહાવીરના સાધુઓએ ઉદ્દિષ્ટ—દાનને માટે પરિકલ્પેલા આહારનો પણ ત્યાગ કરવો જોઇએ આ મતલબને કહેનારી ગાથા તે પછીની જ છે તે આ રહી—

सव्वेसिं जीवाण दयट्ठयाए
सावज्जदोस परिवज्जयता ।
तस्सकिणो इसिणो नायपुत्ता
उद्दिट्ठभत्त परिवज्जयति ॥

આ બધા પ્રમાણો ઉપરથી એક બાળક પણ સમજી શકે એવુ ચોખ્ખુ થયુ છે કે, જેઓ એમ બતાવે છે કે જૈન સૂત્રોમા માસાહારનુ વિધાન છે, તેઓ યા તો જૈન ધર્મ ઉપરના દ્વેષથી કહે છે, અથવા તો તેઓ જૈનસૂત્રોના રહસ્યોથી હજૂ હજારો કોશ દૂર છે

કોઇ પણ વિષયનો પૂરો અભ્યાસ કર્યા વિના એકાએક

ચોક્કસ અભિપ્રાય બાધવો અને એ અભિપ્રાય જગત સમક્ષ નિશ્ચયરૂપે જાહેર કરવો, એ મહા અજ્ઞાનતા છે જૈનસૂત્રો, એ તો દયાનો સાગર છે જૈનસૂત્રો એ અહિંસાના રત્નો છે એના એક એક વર્ણમાથી અહિસાની ઓજસ્વિતા ચમકી રહી છે અને પારખનાની શક્તિ જોઇએ ભલભલા મહાન્ પુરૂષો પણ એ સૂત્રોના સપૂર્ણ રહસ્યોને નથી મેળવી શક્યા, તો પછી પામર જીવોની શી કથા? ધ્યાનમા રાખવાનુ છે કે મહાવીરના સૂત્રોનો-એક એક સૂત્રનો એકજ અર્થ નથી થતો પરન્તુ एगस्स सुत्तस्स अनत अत्था એક એક સૂત્રના અનન્ત અર્થો રહેલા છે મહાવીરના સૂત્રોમા રહેલી વિશાળતાને પામવાની આપણી શક્તિ ન જ હોય એને માટે તો મહાન્ ગીતાર્થ-બહુશ્રુત ગુરૂઓના વર્ષો સુધી પાસા સેવીયે, તો યે સમુદ્રમાથી બિંદુ મેળવવુ પણ મુશ્કેલ થાય

આ વિષય અતિ ગભીર છે વિચારણીય છે આને માટે હજૂ પણ અનેક પ્રમાણો સૂત્રોમાથી મળી આવે છે અને મારી ઇચ્છા છે કે જરા વિશેષ સમય મળે તો ઉપર વધારે પ્રકાશ પાડવો

શાસનદેવ એવો સમય જલદી પ્રાપ્ત કરાવે, એટલુ ઇચ્છી વિરમુ છુ



( ૧૦ )

# સામાજિક બન્ધનો

સમાજ અને ધર્મનુ અત્યારે કેટલુ બધુ એકીકરણ થઈ ગયુ છે, એ હવે કોઈથી અજાણ્યુ નથી બેશક, ધર્મ એ એક નિરાળીજ વસ્તુ છે, તેમ છતા ધર્મ અને સમાજની બની ગયેલી ઘનિષ્ઠતાના કારણે તે બન્નેની એક બીજા ઉપર અસર થયા વિના નથીજ રહેતી અને તેટલાજ માટે એમ કહેવુ જોઈએ કે સામાજિક નિયમોની સંકુચિતતા કે ઉદારતા, એ ધર્મના પ્રચારમા વિઘાતક કે ઉત્તેજક અવશ્ય થાય છે, આજે હુ એક આવાજ વિષય તરફ જૈન સમાજનુ ધ્યાન ખેચવા ચાહુ છુ

આ વિષયના મૂળ મુદ્દા ઉપર આવુ, તે પહેલા એક વાતની ખાતરી કરી લેવી ઉચિત છે અને તે એ કે જૈન સમાજ–અર્થાત્ જૈનધર્મના અનુયાયીઓની સખ્યા દિનપ્રતિદિન વધે છે કે ઘટે છે સામાન્ય રીતે બધા એમ જરૂર જાણે છે કે–જૈનોની સખ્યા જરૂર ઘટે છે, પરન્તુ કેટલી અને બીજી કોમોની સાથે સુકાબલામા કયા સુધી તેની પરિસ્થિતિ આવી છે, એ જાણવાને માટે નીચેના પ્રામાણિક આકડા વધારે સહાયભૂત થશે

| ધર્મ | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ |
|---|---|---|---|
| સનાતની | ૨૦૭,૦૫૦,૫૫૭, | ૨૧૭,૩૩૭,૯૪૩, | ૨૧૬,૨૫૦,૬૨૦, |
| **આર્યસમાજી** | ૯૨,૪૧૯, | ૨૪૩,૪૪૫, | ૪૬૭,૫૭૮, |
| બ્રહ્મસમાજી | ૪૦૫૦, | ૫,૫૦૪, | ૬,૩૮૮ |
| શીખ | ૨,૧૯૫,૩૩૯, | ૩,૦૧૪,૪૬૬, | ૩,૨૩૮,૮૦૩ |
| **જૈન** | ૧,૩૩૪,૧૪૮, | ૧,૨૪૮,૧૮૨, | ૧,૧૭૮,૫૯૬ |
| **બૌદ્ધ** | ૯,૪૭ ,૭૫૯ | ૧૦,૭૨૧,૪૫૩, | ૧૧,૫૭૧,૨૬૮ |
| પારસી | ૯૪,૧૯૦, | ૧૦૦,૦૯૬, | ૧૦૧,૭૭૮ |
| **મુસલમાન** | ’૧,૪૫૮,૦૭૭, | ૮૬૬,૬૪૭,૨૯૯, | ૬૮,૭૩૫,૨૩૩ |
| **ખ્રીસ્તી** | ૨,૯૨૩,૨૪૧, | ૩,૮૭ ,૨૦૩, | ૪,૭૫૪,૦૬૪ |
| ડાકતીયા | ૮,૫૮૪,૧૪૮, | ૧૦,૨૯૫,૧૬૮, | ૯,૭૭૪,૬૧૧ |
| નાના સપ્રદાય વાળા | ૧૨૯,૮૦૦, | ૧૩૭,૧૦૧, | ૧૮,૦૦૪ |

ઉપરના આકડાઓમા કાળા ટાઈપમા આપેલા આકડાઓ તરફ હુ વાચકોનુ ખાસ કરીને ધ્યાન ખેચુ છુ

૧૯૦૧ ની મર્દુમશુમારી પછીના બે દસકાઓમાં આર્યસમાજીઓ પોણાચાર લાખ વધ્યા. બૌદ્ધો લગભગ એકવીસ લાખ વધ્યા, મુસલમાનો પોણીત્રેસઠ લાખ વધ્યા અને ક્રિશ્ચીયનો અઢાર લાખ ઉપર વધ્યા. ખરી રીતે ઉપરના આકડાઓ જોતા લગભગ બધાએ ધર્મવાળાઓની સંખ્યા થોડી યા ઘણી ૧૯૦૧ પછીના વીસ વર્ષોમાં વધેલી જ જોવાય છે. જ્યારે એકજ કમનસીબ **જૈનકોમ છે** કે–જેની સંખ્યા ૧૯૦૧ પછીના વીસ વર્ષોમાં–માત્ર બે જ દસકાઓમાં ન કલ્પી શકાય તેટલી ઘટી છે. દોઢલાખ કરતા વધારે સંખ્યા ઘટી છે.

જે સમાજ પ્રતિવર્ષ હજારો બલ્કે લાખો રૂપિયા ઉજમણા, ઉપધાન, સંઘ અને સાધર્મિ વાત્સલ્યાદિ ધર્મભાવનાના કાર્યોમાં ખરચે, તે કોમની સંખ્યા પ્રતિવર્ષ ઘટતીજ રહે, અને બબે દસકાઓમાં 'લાખ'ના હિસાબે સંખ્યા ઘટે, એ ખરેખર કમનસીબી નહિ તો બીજુ શું કહી શકાય? આવી રીતે સંખ્યા ઘટતી જ રહે, તો ચોક્કસ વર્ષોમાં તેનુ શું પરિણામ આવે, એ સમજવવાની જરૂર છે ખરી? શું ધૂમધામોમાં રાચી-માચી રહેનાર શાસનધોરીઓ કોઈ દિવસ આ પ્રશ્નનો વિચાર કરે છે ખરા? આટલી આટલી ધામધૂમો–આટલી આટલી સખાવતો અને આટલા આટલા ઉપદેશકો–ત્યાગી ઉપદેશકો વિચરવા છતા જૈનસમાજની–જૈન ધર્માનુયાયીઓની સંખ્યા નથી વધતી, બલ્કે દિનપ્રતિદિન ઘટી રહી છે' એના કારણો શોધવાની કોઈ તકલીફ ઉઠાવે છે કે? અથવા જે જે કોમો આગળ વધી રહી છે, એ કોમો–એ સમાજો ક્યા સાધનો દ્વારા પોતાના અનુયાયિઓ વધારી રહી છે એ સાધનો ઉપર કોઈ

દિવસ વિચાર સરખો કર્યો છે ખરો ? જો એ સબંધી વિચાર સરખો પણ નથી કરવામા આવતો, અને ' સમયને ઓળખો ' ની **વીરહાક** તરફ બિલકુલ બેદરકારીજ કરવામા આવે, તો પછી શાસનના શુભેચ્છક કે સમાજના નેતા હોવાનો દાવો કરવો નિરર્થક નથી શુ ? જૈનધર્મ એ યુનિવર્સલ ધર્મ છે, જગન્માન્ય ધર્મ છે, આગળ વધતા વિજ્ઞાનની સાથે બિલકુલ મળતા સિદ્ધાન્તોવાળો ધર્મ છે છતા તેની સખ્યા ન વધે, પ્રત્યુત ઘટતીજ રહે, એના કઈપણ ગુહ્ય કારણો હોવાજ જોઈએ, એ કોઈથી પણ ના પાડી શકાય એવી બાબત નથી આવા અનેક કારણમાનુ એક કારણ-**સામાજિક બધારણોની સકુચિતતા** એ એક પ્રબલ કારણ હુ મારા નમ્રમત પ્રમાણે માનુ છુ અત્યારની લગભગ આખીયે જૈન સમાજમા સામજિક બધારણો એટલા બધા સકુચિત બનાવવામા આવેલા છે, કે જેના કારણે હજારો જૈનધર્મને પ્રશસનારાઓ **જૈનધર્મ**મા આવતા સકોચાય છે એટલુજ નહિ પરન્તુ હજારો **જૈન** ધર્માનુયાયિઓ જૈનધર્મથી વિમુખ થઈને ઈતર ધર્મોમા ભળી જાય છે કહેવાની કઈ આવશ્યકતા નથી કે ધર્મ એ એક આત્મીય વસ્તુ હોવા છતા, ગૃહસ્થોને પોતાના ' **વ્યવહાર** ' તરફ પહેલા લક્ષ્ય આપવુ પડે છે આવી અવસ્થામા જૈનધર્મમા નવા આવનારા મનુષ્યો સાથે જો જૈનો પોતાનીજ કોમના એક જૈનબધુ જેટલો અધિકાર નજ આપે, એની સાથે એટલાજ પ્રકારની છૂટ ન રાખવામા આવે, તો તેઓ પોતાનો સસાર-વ્યવહાર કેમ

ચલાવે, એ એક વિચારણીય પ્રશ્ન છે જે સમાજમા આ છુટ નથી, અર્થાત્ પોતાના ધર્મમા દાખલ થનાર–પોતાના ધર્મના તમામ આચારોને શુદ્ધ રીતે પાલન કરનાર કોઇપણ માણસની સાથે, ભગવાન મહાવીરના અમલ સિદ્ધાન્તો પ્રમાણે, જૈન ધર્મની ઉદારતાભરી નીતિ પ્રમાણે, જો વ્યવહારિક તમામ છૂટ ન આપવામા આવે તો પછી તે જૈન ધર્મમા આવીને પોતાનો વ્યવહાર જ કેમ ચલાવી શકે ?

પ્રારભમા આપેલા આકડાઓમા જે જે કોમોએ પ્રગતિ કરી છે–પોતાના ધર્માનુયાયિઓની સખ્યા વધારી છે, એ આ ઉદારતાના પરિણામે છે, એ કોઇ પણ શોધક જોયા સિવાય નહિં રહી શકે જૈનો–સામાજિક નિયમોમા જો આ ઉદાત્ત તત્વ દાખલ કરે તો મારી ખાતરી છે કે–બીજી કોઇ પણ કોમની હરિફાઇમા જૈનો આગળ વધી આવે

આ પ્રમાણે ઉદાત્ત તત્ત્વ દાખલ કરવામા અથવા બીજા શબ્દોમા કહીએ તો, કોઈપણ દેશ કે કોઈપણ જાતિના માણસને જૈનધર્મમા દાખલ કરી તેની સાથે તમામ પ્રકારની છૂટ કરવામા ધર્મના સિદ્ધાંતોને–નિયમોને પણ કોઈ પણ જાતનો બાધ આવતો નથી જૈનધર્મ તો પોકાર કરીને કહે છે કે—

अन्नदेसजाया अन्नआहारवड्ढियसरीरा

जिनसासण पवना सव्वे ते बन्धवा भणिआ ।

અર્થાત અન્યાન્ય દેશમા ઉત્પન્ન થયેલ અને અન્યાન્ય આહારથી વર્દ્ધિત શરીરવાળા હોય, પરન્તુ જો તે જિનશાસનને પ્રાપ્ત થયેલ છે–જૈનધર્મમા આવેલ છે, તો તે બધા બાન્ધવોજ છે ભાઈજ છે અર્થાત્ જાતિભાઈ તરીકે તેની સાથે તમામ પ્રકારનો વ્યવહાર કરવામા કોઈપણ જાતની અડચણ નથી

અરે, હુ કયા જૈનધર્મમા નવા દાખલ થનારાઓની વાત ઉપર ઉતરી ગયો! જૈન સમાજના સમાજિક બધારણોનુ ક્ષેત્ર એટલુ બધુ તો સકુચિત થઈ ગયુ છે કે જેના કારણે આજે કોમોની કોમો જૈન ધર્મથી વિમુખ બની બેઠી છે, નાગર, મોઢ, મણિયાર અને ભાવસાર વિગેરે કેટલીએ કોમોની મ્હોટી સખ્યા–લગભગ બધાયે લોકો આજે જૈનધર્મથી વિમુખ થઈ અન્ય ધર્મોમા ભળી ગયેલ ક્યા આપણો નથી જોતા? શા માટે? કેવલ સમાજના સકુચિત નિયમોથી બીજુ કઈ પણ કારણ આગળ કરી શકાય તેમ નથી આ સકુચિતતાના કારણે હજુ પણ દિન પ્રતિદિન જૈન ધર્માનુ યાયિઓ ઇતરધર્મોમા ભળી રહ્યા છે આપણી સકુચિતતા તો જરા જુઓ—

ધાર્મિક દૃષ્ટિએ જોતા–શ્વેતામ્બર, દિગમ્બર, સ્થાનકવાસી, તેરાપથી અને તેમા પણ ગચ્છો અને મતોના અનેક ભેદો, ધર્માભિમાની લોકો, એકજ જૈનધર્મને આરાધનારા–એકજ મહાવીરને માનનારા–પૂજનારા, પરન્તુ જુદા જુદા વાડામા

રહેલાઓની સાથે બેટી વ્યવહાર ન કરે ? કેટલી બધી નોસની વાત ! ખેર, જવા દ્યો તે જુદા જુદા વાડાઓની વાત એકજ શ્વેતામ્બર કે દિગમ્બર, સ્થાનકવાસી કે તેરાપથીના વાડામા રહેલા ઓસવાલ, પોરવાલ, શ્રીમાલ, અગ્રવાલ, ખડેલવાલ, જયસવાલ, પટલીવાલ વિગેરે કહેવાતા લોકો પણ એક બીજાની સાથે સબધ નહિં જોડે આથીયે જરા આગળ વધો ઓસવાલ, પોરવાલ, શ્રીમાલ, ખડેલવાલ જયસવાલ, પટલીવાલ વિગેરેમા પણ વીસા, દસા પાચા અને અઢીયા વિગેરેના ભેદો એટલે એઓમા પણ વીનો વીસાનેજ શોધે અને દનો દસાને એક બીજાની સાથે તેઓ પણ ન જોડાય ઠીક વીસા, દસા, પાચા, અને અઢીયામા પણ પાછો એકડો આ એકડાએ તો ખરેખર ગજબ જ કર્યો છે ધારો કે કોઈ પ્રાન્તમા પાચસો ઘર વીસા ઓસવાળના છે તે લોકોમા પણ કેટલાયે એકડા બધાઇ ગયા હશે અર્થાત્ પચાસ પચાસ કે સો સો ઘરના એકડામા-બલ્કે કોઈ કોઇ સ્થાને તો સત્તાવીસી, પચીસી, વીસી-એવા નામો પાડેલા હોય છે, એટલે એટલા ગામોમાજ રહેનારા દસા દસામા અને વીસા વીસાની સાથે સબધ કરી શકે, બહાર નહિ બતાવો, આ સકુચિતતા-આ એકડા એ આખી યે જૈનકોમનો મૃત્યુઘટ નથી શુ ? જે નાનકડી કોમમા આટલા આટલા ભેદાનુભેદો હોય, આટલી બધી વાડા-વાડીઓ હોય, તે કોમનો દિવસે દિવસે હ્રાસ થાય તો તેમા નવાઈ જેવુ શુ છે ?

આવા એકડાઓ જેમ ગુજરાત-કાઠીયાવાડમા છે, તેમ દક્ષિણમા પણ છે દક્ષિણમા થોડા થોડા ઘરોમા એકડા ઘોળ બધાઈ ગયા છે એના કારણે અનેક ખરાબીઓ ત્યા ઉભી થયેલી જોવાય છે પરન્તુ તેજ દક્ષિણમા હવે લોકો સમજવા લાગ્યા છે સુરબાડના જૈનો માથે વાત થતા લગભગ ત્યાના બધાયે લોકો આવા એકડાના વિરોધી જણાયા અને એમના વિચારો ઉપરથી જણાયુ કે બહુ જલદી જ તે તરફ એકડાનુ બધારણ તોડી કઈક વિશાળતા કરશે.

આવી રીતે હવે વિચારકોમા આ વસ્તુસ્થિતિ સમજાવા લાગી છે હવે લોકો સમજવા લાગ્યા છે કે આ સકુચિતતાનું જ પરિણામ છે કે, જૈનધર્માનુયાયી કેટલીએ પેટા કોમો જૈન ધર્મથી વિમુખ થઈ, એટલુજ નહિ પરન્તુ સેકડો ગરીબ કુટુબો અને હજારો યુવકો આજે આર્યસમાજ અને એવી બીજી સમાજોમા જઇ વસ્યા છે જૈનધર્મની પ્રગતિમાજ નહિ, બલ્કે જૈનધર્મના સ્થિતિ-સ્થાપત્યમા પણ આ સકુચિતતાઓ ખરેખર કુઠારાઘાતનુ કામ કરી રહી છે બાળ લગ્ન અને કન્યાવિક્રય જેવા દુષ્ટ રિવાજો શુ આ સકુચિત તાઓને-વાડા વાડીઓને આભારી નથી ? પાચ-પચાસ કે સો ઘરમાજ સબધો જોડાતા હોય, એવી સ્થિતિમા ન્હાની ઉમરમાજ બાળકોના લગ્નો એકદમ થઈ જાય, તો તેમા આશ્ચર્ય જેવુ શુ છે ? તેમજ પૈસાદારો ગમે તે ભોગે-ગમે તેટલા ખરચે-પૈસા આપીને પણ પોતાના છોકરા માટે કન્યા

રનેડવાને તૈયાર થાય, તો તેમા પણ ની નવાઈ છે ? અને એવા પ્રસગોમા—આજકાલના વિષમ સમયમા, દમ માણસ ખાનાર અને એક માણસ મુશ્કેલીથી મહીને પાચ–પચીસ રૂપિયા કમાનાર ગરીબ માબાપો પોતાની કન્યાને વેચવાને માટે પણ તૈયાર થાય—ધનાઢ્યોના પ્રલોભનોના શિકાર બને, તો તેમા પણ નવાઈ જેવુ શુ છે ? અને આ ખીચતાણીના કારણે પેલા સાધારણ કે ગરીબસ્થિતિના નવયુવકો પોતાની જ કોમના—પોતાના જ એકડાના—ધર્મના કોઈ કુટુબની સાથે પોતાનો સસાર વ્યવહાર બાધવાથી વચિત રહે, તો તેમા પણ નવાઈ શી છે ? ત્યારે કોઈ બતાવશો કે આનુ શુ પરિણામ આવે ? ધર્મનો ત્યાગ કે બીજુ કઈ ? કહેવાય છે કે પજાબના અનેક યુવકો, આવા કારણે જ આર્યસમાજ અને બીજી બીજી સમાજોમા ભળી ગયા, અને જ્યારે આ વસ્તુસ્થિતિ પજાબના જૈનોએ જોઈ, ત્યારે તેઓએ એક મને આ સકુચિતતાની સાકળને તોડી નાખી વિશાળ નિયમ બનાવ્યા

જે સામાજિક બન્ધનો ધર્મનો હ્રાસ કરે, ધર્મથી લોકોને વચિત અને વિમુખ કરે, એવા સામાજિક બન્ધનો, આ જાગતા ઉછરતા જમાનામા રાખવા શુ યોગ્ય છે કે ? શુ સમાજના નેતાઓએ આ સબધી બહુ ગભીર વિચાર કરવો નથી જોઈતો ? મારા નમ્ર મત પ્રમાણે આ પ્રશ્ન બહુ વિચારવા જેવો છે ધર્મની પ્રગતિને માટે વિચારવા જેવો છે યદ્યપિ

આવા સાંસારિક પ્રશ્નની સાથે મારો કંઈ સંબંધ નથી, પરંતુ સાંસારિક હોવા છતાં પણ, તે ધર્મની સાથે ઘનિષ્ઠ સંબંધ રાખતો હોવાથી અને તેના કારણે જ ધર્મની પ્રગતિ અટકી રહેલી હોવાથી–બલ્કે ધર્મનો–ધર્માનુયાયિઓનો દિવસે દિવસે હ્રાસ થતો હોવાથી આ વિષય ઉપર આટલો ઉહાપોહ કરવો ઉચિત ધાર્યો છે

આશા છે કે–સમાજના નેતાઓ આ વિષય ઉપર વિચાર કરશે ક્રમમા ક્રમ દરેક એકડાવાળાઓ–દસા–વીસા આદિમા માનનારાઓ આ વિષય ઉપર વિચાર કરી આ બંધનોને જેમ બને તેમ તત્કાલ તોડી નાખવાની પ્રવૃત્તિ હાથ ધરશે

શાસનદેવ સર્વને સદ્બુદ્ધિ આપો અને આવા જે જે બન્ધનો દ્વારા જૈનધર્મનો હ્રાસ થતો હોય તે તે બન્ધનો તોડી જૈનધર્મનુ ક્ષેત્ર અતિ વિશાળ બનાવો, એટલુ ઇચ્છી વિરમુ છુ



( ૪૧ )

## સામાજિક ઉન્નતિ

ચઢતી અને પડતી, એ તો કુદરતના નિયમ પ્રમાણે પ્રત્યેક વસ્તુની, પ્રત્યેક સમાજની થાય છે પરંતુ જે સમય પ્રગતિને માટે અત્યંત અનુકૂળ હોય, એવા સમયમાં પણ પ્રગતિના સાધનો તરફ પુરૂષાર્થ ન કરતા ચુપચાપ બેસી રહેવું બલ્કે 'સમય'ના સંદેશાથી ઉલટી જ પ્રવૃત્તિ કરવી, એ હાથે કરીને ખાડામાં પડવા જેવું શું ન કહી શકાય? અને એ તો ચોકસ જ છે કે દરેક સમાજના નેતાઓ, બલ્કે એક અદનામાં અદની વ્યક્તિ પણ પોતાના સમાજની ઉન્નતિને

અવશ્ય ચાહે છે આવી પરિસ્થિતિમા જો આપણે પણ જૈન સમાજની ઉન્નતિ ચાહીએ છીએ તો આપણે જરા પ્રગતિ શીલ સમાજોની તરફ પણ લક્ષ્ય આપવુ જ જોઇએ

આ મુખ્ય બાબત ઉપર આવુ, તે પહેલા આપણે એ જોઇ લેવુ જોઇએ કે જૈન સમાજની પ્રગતિ થઇ રહી છે કે હ્રાસ થઈ રહ્યો છે? આના સબધમા લાબુ વિવેચન ન કરતા માત્ર મારા ગતાકમા પ્રગટ થયેલા **'સામાજિક બધનો'** એ લેખ તરફજ વાચકોનુ ધ્યાન ખેચુ છુ તે લેખમા પ્રામાણિક આકડાઓ આપીને એ સ્પષ્ટ કરી બતાવ્યુ છે કે-પ્રત્યેક દશ વર્ષની મર્દુમશુમારી ( વસ્તીની ગણતરી )મા જૈન સમાજની સખ્યા ઘટતીજ રહી છે જ્યારે બીજી બીજી સમાજોએ આશાતીત પ્રગતિ કરી છે તેમા બતાવ્યા પ્રમાણે છેલ્લા બે દસકાઓના આર્યસમાજીઓ પોણાચાર લાખ વધ્યા છે, બૌદ્ધો એકવીસ લાખ વધ્યા છે, મુસલમાનો પોણીત્રેસઠ લાખ વધ્યા છે, અને ક્રીશ્ચીયનો અઢારલાખ વધ્યા છે જ્યારે જૈનો દોઢલાખ કરતા વધારે ઘટ્યા છે માત્ર બે દસકાઓમા જ

આ તો છેલ્લા બે દસકાઓની જ વાત મે કહી છે પરતુ જૂના ઇતિહાસો વાચનારા સારી પેઠે જાણે છે કે જૈનોની સખ્યા તો કરોડોની હતી હમણા છેલ્લા છેલ્લા થોડાક સૈકાઓ ઉપર પણ કેટલાયે લાખોની હતી એટલે એ તો નક્કી જ છે

કે જૈનોની સખ્યા ઉલ્ટા કેટલાક સૈકાઓથી દિવસે દિવસે ઘટતી જ રહી છે, હજુ વધવાનો સૈકો કે દસકો દેખાયો નથી

જ્યારે આમ જ છે, અને જૈનસમાજના નેતાઓ આગેવાનો, ઉપદેશકો તરફથી ખાસ ચોક્કસ પ્રયત્નો પ્રગતિ માટેના નથી હાથ ધરવામા આવતા, તો પછી એમ માનવુ શુ ખોટુ છે કે જો આવીને આવી સ્થિતિ લાંબો કાળ રહી તો એનુ અત્યન્ત ભયકર પરિણામ જોવુ પડશે ?

બેશક, એ વાત ખરી છે કે—જૈનસમાજે પણ ચઢતીના દિવસો અવશ્ય જોયા છે, પરન્તુ જ્યારે જ્યારે જૈન સમાજની ચઢતી થઈ છે, ત્યારે ત્યારે જૈન સમાજે પોતાનુ અગ પુષ્ટ કર્યુ છે, ત્યારે ત્યારે તે તે સમયના આચાર્યો અને નેતાઓની ઉદારતાથી જ થયુ છે એ ઉદાર જૈનાચાર્યોએ લાખો ક્ષત્રિયોને જૈનધર્મમા દાખલ કર્યા, અન્ય કોમોને જૈન બનાવી, બલ્કે શ્રીક જેવી જાતિને પણ જૈનધર્મી બનાવી

એ ઉદારતાના પરિણામેજ જૈન સમાજની સમયે સમયે પ્રગતિ થઈ છે તે ઉપરાત હેમચદ્રાચાર્ય અને હીરવિજયસૂરિ જેવા પ્રતાપી આચાર્યોએ રાજસત્તાઓ ઉપર પોતાનો પ્રભાવ નાખ્યો, અને તે દ્વારા જૈનધર્મ પાળનારાઓની સખ્યા વધારી ઉપરાત જુદા જુદા ધુરધર વિદ્વાન્ આચાર્યોએ સમયને ઓળખી ઉપદેશ દ્વારા જૈનધર્મ ફેલાવ્યો

નિદાન એ નિશ્ચિત વાત છે કે—કોઇ પણ ધર્મના પ્રચાર માટે—સમાજની ઉન્નતિ માટે ત્રણ સાધનો મુખ્ય છે

૧ કોઈ પણ ધર્મના અનુયાયીને અપનાવી પોતામા મેળવવાની ઉદારતા, ૨ રાજસત્તા ઉપર પ્રભાવ, ૩ ઉપદેશકો અને સાહિત્યનો પ્રચાર

કોઈ પણ સમાજની ઉન્નતિનો ઇતિહાસ તપાસવામા આવે, આ ત્રણ કારણો દ્વારાજ મુખ્યતયા તે તે સમાજની ઉન્નતિ થયેલી—પ્રચાર થયેલો જોવાશે પ્રાચીન સમયમાજ નહિ, આધુનિક સમયમા પણ આ ત્રણ દ્વારા બીજી બીજી સમાજો વધી રહી છે

આ ત્રણે સાધનો પૈકી આપણે કેટલા સાધનો હસ્તગત કર્યા છે એનો જરા ઉંડા ઉતરી વિચાર કરીએ

સૌથી પહેલા બીજાઓને અપનાવવાની ઉદારતા આ ઉદારતાથી તો આપણે લગભગ દૂરજ રહ્યા છીએ જૈન સિવાયનો બીજો માણસ એટલે મિથ્યાત્વી અને એ મિથ્યાત્વી, એટલે એની સાથે સભ્યતાપૂર્વક વાત કરતા પણ જાણે અભડાઈએ આ આપણી સકુચિતતાએ—અનુદારતાએ તો આપણને ઘણા ઘણા આઘાતો પહોચાડ્યા છે આપણી આ સકુચિતતાએ ઘણા વિદ્વાનોને પણ આપણે દુશ્મન બનાવ્યા છે 'સમ્યક્ત્વ' અને 'મિથ્યાત્વ' કિવા 'આસ્તિક' અને 'નાસ્તિક' ના વિવાદે તો ન કેવળ જૈનસમાજનેજ, બ કે આખા ભારતવર્ષને પાયમાલ કર્યો છે એ લાબા ઇતિહાસમા હુ અત્યારે નથી ઉતરવા ઇચ્છતો અત્યારે તો મારે એજ

બતાવવાનુ છે કે—'સમ્યક્ત્વ' ની માન્યતાથી—'સમ્ય_ત્વ' મા ડાઘ લાગી જશે, એ ભયથી ખરેખર આપણે ઘણું ખોયું છે મને લાગે છે કે આપણા કરતા આપણા પૂર્વના ધુરધર મહાન આચાર્યો 'સમ્ય_ત્વ'ના વધારે શ્રદ્ધાળુ હતા, છતા આપણે જેમને 'મિથ્યાત્વી' માનીએ છીએ, એમને એઓ ઉદારતાથી મળતા હતા, ઉદારતાથી વિચારોની આપ લે કરતા હતા અવસરને ઓળખી એમની સ્તુતિ પણ કરતા હતા, અને તેમ કરીને પણ તેઓને પોતાની તરફ આકર્ષિત કરતા હતા તેમની પાસેથી ગમે તેવુ કઠિનમા કઠિન કાર્ય કરાવી લેતા હતા, એટલુજ નહિ પરન્તુ જૈનધર્મ તરફ તેમને ખેચતા હતા સસારનો કાયદો છે કે—જ્યા સુધી આપણે એક બીજાની સાથે ભેગીએ નહિ, વિચારોની આપ લે કરીએ નહિ, જૈનધર્મની ઉદારતા મધ્યસ્થ દૃષ્ટિથી સમજાવીએ નહિં, ત્યા સુધી બીજાને અનુરાગ કદિ પણ ઉત્પન્ન થતો નથી અને જ્યા સુધી અનુરાગ ન થાય ત્યા સુધી કોઈ આપણી તરફ આકર્ષાય પણ નહિ

આ તો આપણી ઉદારતાનું પ્રથમ પગથીયુ આ ઉદારતાનું ક્ષેત્ર તો આથીએ ઘણુ વિશાળ હોવુ જોઇએ જૈન ધર્મ તરફ જેઓ આકર્ષાય, તેઓને સાચા દિલથી અપનાવવા જોઈએ 'સાચાદિલ' ની મતલબ એ છે કે એની સાથે તમામ પ્રકારનો, જેમ એક પોતાનો જાતિભાઈ હોય—સ્વામીભાઈ હોય, એની માફક વ્યવહાર છુટો કરવો જોઇએ આમ થાય તોજ જૈનધર્મમા આવનારા—જૈન જાતિમા

ભળનારા આસાનીથી પોતાનો વ્યવહાર ચલાવી શકે જૈન ધર્મમાં આવવા છતાં પણ જો આપણે તેમનાથી પરહેજ કરીએ, તો પછી કોણ જૈનધર્મમાં દિલખુશીથી રહી શકે? અને એ તો સ્પષ્ટ છે કે જેના આચાર વિચારો આપણા જેટલાજ શુદ્ધ હોય, જેની રહેણીકરણી આપણા જેવીજ હોય, અને જેનું ધર્માચરણ આપણા જેવુંજ હોય, તો પછી તેની સાથે કોઈપણ જાતનો પરહેજ રાખવાનું કંઈ કારણ રહેતું નથી

આ ઉદારતા ધર્મની વૃદ્ધિને માટે-સમાજની પ્રગતિને માટે મહાધારણ કારણ છે આર્યસમાજ, ક્રિશ્ચિયન અને બીજાઓ, કે જેમણે પોતાના અનુયાયિઓ વધાર્યા છે, તેઓ આ ઉદારતાથી જ વધારે ફાવી શક્યા છે એ હવે કોઇથી અજાણ્યું નથી ખુદ જૈન ઇતિહાસ પણ આપણને બતાવી રહ્યો છે કે જૈન ધર્મમાં આવ્યા પછી એની સાથે ક્યારે પણ ભેદ ગણવામાં આવ્યો નથી પરન્તુ અફસોસની વાત તો એ છે કે અત્યારે તો બાપદાદાઓથી જૈનધર્મ પાળતા આવેલા જૈનો પણ, ચોક્કસ વાડાઓમાં રહી, એક બીજાની સાથે સંબંધ બાંધવાથી દૂર રહે છે જેવી રીતે કે-ગયા અંકમાં 'સામાજિક બન્ધન' વાળા લેખમાં બતાવવામાં આવ્યું છે આમ છતાં પણ હવે સમય બદલાયો છે, અને જે ઉદારતા હોવાનું હું ઉપર કથન કરી ગયો છું, એ ઉદારતાની ઝાંખી જૈનસમાજમાં ખરેખર આવતી દેખાય છે જર્મનશ્રાવિકા બેન સુભદ્રાદેવી ( ડૉ મિસ ક્રોઝે પી એચ ડી )

જ્યારથી જૈનધર્મના આચરણો આચરવા લાગી, ત્યારથી અત્યાર સુધીમા જૈનભાઈઓએ તે બેનની સાથે જે વ્યવહાર રાખ્યો છે, એ મારી ઉપરની વાતને પુરવાર કરે છે શિવપુરીથી મુબઈ સુધીની મુસાફરીમા, અને મુબઈથી ગુજરાત-કાઠીયાવાડના પરિભ્રમણમા હુ જેવા પ્રકારની ઉદારતાની આશા રાખુ છુ એવા પ્રકારની ઉદારતા તમામ જૈનભાઈઓએ ખાનપાનના સબધમા તે બેનની સાથે બતાવી છે આ એક ખરેખર શુભ ચિન્હ છે આવી જ ઉદારતા, જૈનધર્મમા દાખલ થનાર તમામ લોકોની સાથે રાખવામા આવે તો ખરખર એ પ્રશસનીય જ કહી શકાય જૈનધર્મ પાળનારી હજી પણ એવી કેટલીક જાતિયો છે કે જેની સાથે એક સરખો વ્યવહાર રાખવાની જરૂર છે દાખલા તરીકે ભાવસાર, મણિયાર, મોઢ, લાડ, શ્રીમાળી વિગેરે આ ભાઈઓ લાબા કાળથી જૈનધર્મ પાળતા આવ્યા છે એમના બાપદાદાના કરાવેલા મદિરો અને પ્રતિષ્ઠિત કરાવેલી મૂર્તિયો મોજૂદ છે, છતા દુખનો વિષય છે કે-એમની સાથેના વ્યવહારની સકુચિતતાના કારણે ઘણા ગામોમા તે ભાઈયો વૈષ્ણવ કે એવા બીજા બીજા સમ્પ્રદાયોમા ભળી ગયા છે, તેમ છતા હજુ પણ કેટલાક શુદ્ધ જૈનધર્મ પાળે છે-તેઓની સાથે બરાબર એક સરખો સબધ રાખવાની જરૂર છે જો એ પ્રમાણે સભાળી રાખવામા ન આવે તો તેઓ પણ કાળાન્તરે આપણાથી દૂર થવાના આવી રીતે કેટલીક છુટક વ્યક્તિઓ પણ એવી છે કે-જે કટ્ટરતાથી જૈનધર્મ પાળે છે દાખલા તરીકે પૂનાવાળા ભાઈ ભીડે,

સારંગપુરવાળા વકીલ લક્ષ્મીનારાયણજી આ ભાઈઓ વર્ષોથી જૈનધર્મ પાળે છે જૈન ધર્મના આચાર, વિચારો દૃઢતાપૂર્વક પાળવા સાથ જૈનધર્મની અનેક રીતે સેવા બજાવી રહ્યા છે આવા ભાઈઓને, જૈનસંઘે બરાબર અપનાવી રાખવા અને એઓની સાથે તમામ પ્રકારનો સબંધ રાખવાની ઉદારતા રાખવી જોઈએ છે આવી ઉદારતાથીજ જૈનધર્મ વધી શકશે જૈન સમાજની ઉન્નતિ થશે

જૈન સમાજની પ્રગતિનુ બીજુ કારણ છે—**રાજસત્તા ઉપર પ્રભાવ** રાજસત્તા એ ધર્મના પ્રચારનુ પ્રબળ કારણ છે રાજા જે ધર્મનો અનુયાયી હોય, પ્રજા તે તરફ અવશ્ય ઝુકવાની એક સમય હતો કે સમ્પ્રતિ, શ્રેણિક, કોણિક, કુમારપાળ આદિ અનેક જૈન રાજાઓ, અને વસ્તુપાલ, તેજપાલ, વિમલ, ભામાશા વિગેરે જૈન મન્ત્રીઓ થઈ ગયા કે જેમણે પોતાના માન્ય ધર્મનો પ્રચાર કરવા સતત પ્રયત્ન કર્યો આજે પ્રત્યક્ષ પ્રમાણ છે કે—ક્રિશ્ચીયાનિટીનો પ્રચાર કરવા માટે એના પ્રચારકોને રાજસત્તાનો કેટલો બધો મ્હારો છે રાજસત્તાની જેને થોડી ઘણી પણ મદદ હોય —ઓથ હોય, તેઓ શુ ન કરી શકે? અને એનુજ કારણ હતુ કે પ્રાચિન સમયમા આપણા ધુરંધર આચાર્યો રાજાઓને પ્રતિબોધવા તરફ વધારે ધ્યાન આપતા હતા દાખલા તરીકે—આર્ય સુહસ્તિએ સંપ્રતિ રાજાને, બપ્પભટ્ટિએ આમરાજને, વાદુદેવાચાર્યે હરિકુંડના રાજાઓને, શીલગુણસૂરિએ વનરાજને

અને હેમચંદ્રાચાર્યે સિદ્ધરાજ અને કુમારપાળને પ્રતિબોધી જૈનધર્મનો પ્રભાવ આખીયે જનતા ઉપર પાડ્યો હતો એટલુજ શા માટે મુહમ્મદ તુગલક, ફિરોજશાહ, અલ્લા ઉદ્દિન, ઔરંગઝેબ, અકબર અને જહાંગીર જેવા મુસલમાન બાદશાહો ઉપર પ્રભાવ પાડીને— તેમને ઉપદેશ આપીને જૈનધર્મની અપૂર્વ છાપ પાડી હતી આજે આ પ્રયત્ન તરફ જૈન સમાજના ગૃહસ્થ વર્ગનુ અને સાધુ વર્ગનુ કેટલુ દુર્લક્ષ્ય છે, એ કોઈથી અજાણ્યુ છે? આપણા આચાર્યો ઉપાશ્રયની ચાર દિવાલોમા પોતાના ભક્ત શ્રાવક-શ્રાવિકાઓની આગળ પોતાની વિદ્વત્તાનુ જોર બતાવે છે પરન્તુ કોઇયે આ દિશામા પ્રયત્ન કરના તરફ પ્રેરાય છે? અને કદાચિત કોઇ ભૂલ્યા ભટકયા કોઈ નાનકડા રાજાની સાથે કલાક બે કલાક વાતચીત કરવાનો પ્રસંગ મળી જાય કે એકાદ ચિઠ્ઠી પત્રી મળી જાય, ત્યા તો અમારા સાધુઓ ફૂલેયે નથી સમાતા! જાણે કે અમે જૈન ધર્મનો એક મ્હોટો વિજય વાવટો ફરકાવ્યો બસ આટલામાજ અમે અમારા કર્તવ્યની 'ઈતિશ્રી' સમજીએ છીએ આમ રાજસત્તામા ન તો સાધુઓ પ્રવેશી શક્યા છે કે ન ગૃહસ્થો ગૃહસ્થોમા કદાચિત્ કોઈ થોડીક લાગવગ ધરાવનાર હોય છે તો તે પોતાની સ્વાર્થ-વૃત્તિમાજ મસ્ત રહે છે રખેને મારૂ માન ઘટી જાય, રખેને મારૂ ટાઈટલ લઇ લેવામા આવે, રખેને મને તે હોદ્દાથી અલગ કરવામા આવે, બસ આ ભયથી—આ સ્વાર્થાંધતાથી તે ખુશામતમા જ પોતાનુ જીવન વ્યતીત કરે છે આવી

સ્થિતિમાં ધર્મનું કે સમાજનું કામ ન થાય, એ દેખીતુંજ છે. માટે જ્યાં સુધી ન્હાના મોટા રાજા-મહારાજાઓ જૈનધર્મ તરફ આકર્ષાય નહિ, અને જ્યાંસુધી બીજી બીજી રીતે પણ રાજસત્તા ઉપર પ્રભાવ પાડનારા મહાન્ પુરૂષો નીકળે નહિ ત્યાં સુધી કેવળ આટો દાળ વેચીને બેસી રહેનારા, કાપડ વેચનારાઓ કે રાત દિવસ વ્યાપારની ધૂનમાં રહેનારા ગૃહસ્થોદ્વારા, તેમજ કેવળ ઉપાશ્રયમાં બેસીને કે પોતાના વાડાના બંધનોમાં બંધાઇને—तेण कालेण तेण समएण ના પાઠોની આવૃત્તિયો વાણીયાઓની સમક્ષ કરી જનારા મુનિરાજો દ્વારા કંઇ જૈનધર્મ વધવાનો નથી આર્યસમાજીસ્ટોએ થોડા પણ જે ન્હાના મ્હોટા રાજાઓને આકર્ષ્યા છે, એમની લાગ, એમની પ્રગતિને કેટલો બધો ટેકો મળે છે, એ આર્ય સમાજની પ્રવૃત્તિને જાણનારા મારી પેઠે સમજી શકે તેમ છે

આપણા આચાર્યો, ઉપાધ્યાયો, પ્રવર્ત્તકો, પન્યાસો અને વિદ્વાન્ મુનિવરોએ હવે રાજાઓના દ્વારો ખટખટાવવાની જરૂર છે એમના મંદિરોમાં—ભવનોમાં મહાવીરનો સંદેશ પહોંચાડવા પહોંચવું જોઇએ છે માન કે અપમાનની દરકાર રાખ્યા સિવાય પહોંચી જવું જોઇએ છે હવે પાછી

*नीरसु भिक्षुरेकोस्ति वारितो द्वारि तिष्ठति ।*

ની આવૃત્તિ કરવાની જરૂર છે "હે રાજન્ તમારા દ્વારપાળે—ચપરાસીએ રોકેલો એક સાધુ કે જે તમને જોવાની

મળવાની ઈચ્છા ધરાવે છે, તે દરવાજે ઉભો છે કે જેના હાથમા ચાર શ્લોકો છે " એમ ઉદ્ઘોષણા કરવાની જરૂર છે

ધ્યાનમા રાખજો કે, અત્યારે તો હવે તે વિકટ સમયયે નથી રહ્યો અત્યારે તો જગત્મા જિજ્ઞાસાવૃત્તિ વધી છે રાજા ઓમા કે મહારાજાઓમા, બ્રાહ્મણોમા કે વૈશ્યમા, ક્ષત્રિ યોમા કે શૂદ્રોમા, યુરોપમા કે અમેરિકામા, જર્મનીમા કે ઈટાલીમા, હિંદુમા કે મુસલમાનમા, ક્રિશ્ચીયનમા કે આર્ય સમાજીસ્ટમા, બ્રહ્મસમાજ કે દેવસમાજમા, ભણેલાઓમા કે અભણોમા-જિજ્ઞાસાવૃત્તિ જાગી છે હવે તો સૌ નવુ નવુ જાણવાની ઈચ્છા રાખે છે અને જે સત્ય લાગે છે, વિના નવી મગતુ લાગે છે, એનો આદર કરવાને તૈયાર થાય છે બસ, સમજાવનારની જરૂર છે સમજાવનાર જોઈએ પહોચી જાઓ ગજઢારોમા, પરમાત્મા મહાવીર દેવના સિદ્ધાન્તોની અકાટ્ય યુક્તિઓની આગળ ભલ ભલા આગ્ર હિઓ પણ શિર ઝુકાવશે જૈન સિદ્ધાન્તો ની સત્યતા આજે વિજ્ઞાન દ્વારા સિદ્ધ થઈ રહી છે અને અતએવ એ સિદ્ધાન્તો ગમે તેવા વિદ્વાનને માટે પણ ગ્રાહ્ય છે બસ સમજાવવાની જરૂર છે

હવે ત્રીજો ઉપાય છે **ઉપદેશકો અને સાહિત્યનો પ્રચાર.** આસવર્ગમા ઉપદેશકો અને સાહિત્યના પ્રચાર દ્વારા ઘણુ કાર્ય કરી શકાય છે ક્રિશ્ચીયન મીશનરીઓ ક્યા ક્યા કરે છે, ખબર છે ? ગામડાઓ અને જગલોમા

પણ, પણ ગરીબોના મદદગાર થઈને, અનાથોના નાથ બનીને, અશિક્ષિતોના શિક્ષક થઈને, રોગીયોના રોગો નિવારણ કરીને, અસહાયોને સહાયતા આપીને, અને દુખીયોના બેલી થઈને ક્રિશ્ચીયન મિશનરીઓ આમવર્ગને અપનાવે છે આપણે એમનુ અનુકરણ કેમ ન કરીએ? અને કદાચ એટલુ ન કરીએ તો પણ એટલુ તો ખરૂ જ છે કે —જૈન ધર્મના તત્ત્વો સમજાવનાર ઉપદેશકોને ઠેકાણે ઠેકાણે ફેરવવા, એમા તો જરાયે અનુચિત જેવુ નથી જ, તેમ જ જૈન સિદ્ધાન્તોની પ્રતિપાદકતાવાળા ટ્રેક્ટો–પુસ્તકો–હસ્તપત્રોનો પણ ખૂબ પ્રચાર કરવો જોઈએ જૈન સમાજનુ ઉપદેશક ક્ષેત્ર એટલુ બધુ ન્હાનુ છે કે—દેશના દેશોને પહોચી વળવા માટે રાત કે દિવસની જેમને અડચણ ન આવે, એવી મ્હોટી સખ્યાના **ગૃહસ્થ ઉપદેશકોની** જરૂર છે આવા ઉપદેશકો–સ્વાર્થત્યાગી ઉપદેશકો–ધર્મની ભાવનાવાળા ઉપદેશકો–સમાજની દાઝ ધરાવનારા ઉપદેશકો તૈયાર કરવા માટે આપણે ખરેખર આર્યસમાજીઓની પદ્ધતિનુ અનુસરણ કરવુ જોઈએ છે

લગભગ પચીસનો વર્ષથી સગઠિત થયેલ જૈન સમાજનો અને માત્ર ચાલીસેક વર્ષથી હયાતિમા આવેલ આર્યસમાજનો શિક્ષાના ક્ષેત્ર સબધી મુકાબલો કરવામા આવે, તો ખરેખર જૈનસમાજની કર્ત્તવ્યશૂન્યતા માટે આપણને ઉગ્ર દુ ખ થયા સિવાય નહિ જ રહી શકે

આર્ય સમાજમા શિક્ષાના પ્રચારના જે સાધનો છે તે આવે છે —

| | |
|---|---|
| ૬ કોલેજો છોકરાઓની | ૩૦૦ સસ્કૃત શાળાઓ |
| ૬૨ હાઇસ્કુલો | ૨ યોગમડળો |
| ૧૫૦ એગ્લો વર્નાકયુલર મિડલ સ્કુલો | ૨ સન્યાસીપાઠશાળાઓ |
| | ૩ કન્યાગુરૂકુળો |
| ૧૯૨ પ્રાયમરી સ્કુલો | ૧ કન્યાકૉલેજ |
| ૧૪૨ રાત્રિશાળાઓ | ૨ કન્યાહાઈસ્કુલ |
| ૨૮ ગુરૂકુળો | ૨૬૨ કન્યાપા૦શાળાઓ |

જૈનસમાજ પોતાની સસ્થાઓ સાથે આનો મુકાબલો કરે આપણે ત્યા એક બે ગુરૂકુળો હોય તે પણ ખરી રીતે તો નામના જ ગુરૂકુળ જેવુ એમા ભાગ્યે જ કઈ દેખાય શિક્ષણ, તે પણ સરકારી સ્કુલોમા અપાય તે જ એટલે ગુરૂકુળથી આપણે ધર્મભાવનાઓ–સેવાભાવની જે સુદર છાપ એ બ્રહ્મચારિઓમા પાડવી જોઇએ, એ કેમ પાડી શકાય ? કોલેજો અને હાઇસ્કુલો જેવુ આપણે ત્યા શુ છે, એ કોઈથી અજાણ્યુ નથી આર્યસમાજમા ૩૦૦ શાળાઓ તો કેવળ સસ્કૃત માટેની જ હયાતિ ધરાવી રહી છે, ત્યારે જૈન સમાજમા ગુરૂકુળ જેવી સસ્થાઓમા પણ સસ્કૃત ભાષા ત્યાજ્ય છે એક એક આચાર્યે કરોડો કરોડો શ્લોકો જે જૈનસમાજને વારસામા આપ્યા છે, એ જ સમાજ

સસ્કૃત ભાષાને પોતાના શિક્ષાલયોમાથી બહિષ્કાર કરી રહી છે! કેટલો દુ ખનો વિષય છે!

સાથે સાથે એ પણ ભૂલવુ જોઈતુ નથી કે આર્ય સમાજની બધીયે સસ્થાઓમા ખાસ કરીને એક વિશેષતા છે આ વિશેષતા એ છે કે ચાહે ગુરૂકુળમાથી કોઈ યુવક નીકળશે, ચાહે કોલેજમાથી નીકળશે, પ્રાચીન કે નવીન–ગમે તે પદ્ધતિનુ શિક્ષણ લઈ બહાર નીકળનાર યુવક સૌથી પહેલાના પહેલુ પોતાના જીવનનુ એક જ ધ્યેય બનાવશે અને તે **એ કે આર્યસમાજનો પ્રચાર કરવો** અને આનુ જ એ કારણ છે કે—અત્યારે આર્ય સમાજમા કુલ ૯૨૩ પ્રચારકો પ્રચારનુ કામ કરી રહ્યા છે જેમા વૈતનિક ૧૬૫, અવૈતનિક ૨૨૮, સન્યાસીપ્રચારક ૧૩૦ અને સ્વતત્ર પ્રચારક ૪૦૦

જૈન સમાજની સસ્થાઓમાથી નીકળનારા મ્હોટે ભાગે એની એ ગુલામીની ચાકરીનો ખીલો શોધતા જ ફરે છે કોઈ વકીલ, સોલીસીટર, બેરીસ્ટર, ડૉક્ટર, પ્રોફેસર, ઇન્જીનીયર, કે એવી કોઈ લાઇનમા આગળ વધીને નીકળશે તો, તે તો લગભગ ધર્મ–કર્મથી હાથ ધોઈને જ નીકળવાનો સસ્થામાથી નીકળીને પોતાના ધધે વળગ્યા પછી દ્રવ્યઉપાસિની ધુન સિવાય, ન તે સમાજને યાદ કરશે, ન તે દેવદર્શન–પૂજન કરશે, ન તે ગુરૂવદન કે વ્યાખ્યાનશ્રવણ કરશે કે ન તે પોતાના જાતિભાઈઓની સેવામા થોડો પણ પોતાનો

સમય આપશે અને કદાચ આપશે તો પણ અંતરગમાં પોતાના સ્વાર્થનો ખાડો પૂરવાને માટે જ જૈન સમાજની આ કમનસીબી નહિ તો બીજું શું છે? આવું પરિણામ આવવાનું કારણ સંસ્કારોની ખામી સિવાય બીજું શું હોઇ શકે? વિદ્યાધ્યયનની સાથે જ્યાસુધી ધાર્મિક સંસ્કારો ન પાડવામાં આવે, સેવા ભાવના સંસ્કારો ન પાડવામાં આવે, એમના વાસ્તવિક કર્તવ્યનું ભાન પ્રતિદિન ન કરાવવામાં આવે, ત્યાં સુધી એ યુવકોમાં એવા સંસ્કારો ક્યાથી જ આવી શકે!

મારૂં અનુમાન છે કે કેળવણીના ક્ષેત્રમાં જોઇએ તેવી અને જોઇએ તેટલી સંસ્થાઓ આપણે ત્યાં નથી, છતાં પ્રતિ વર્ષ લાખો રૂપિયા જૈનસમાજના વ્યય થઈ રહ્યા છે, અને છતાં તેનું પરિણામ લગભગ શૂન્યતા સિવાય બીજું શું આપણે જોઈ રહ્યા છીએ? આનું કારણ એ છે કે—આપણે પદ્ધતિસરનું કાર્ય કરતા શીખ્યા જ નથી અને તેની સાથે સાથે ધાર્મિક કે સામાજિક સંસ્કારો પાડવાપૂર્વક શિક્ષા આપતા આપણે શીખ્યા જ નથી બલ્કે આપણા કેટલાક કહેવાતા કેળવાયલા તો ધાર્મિક સંસ્કારોના નામથી જ ભડકી ઉઠે છે એઓ બોલી ઉઠે છે કે—આપણી સંસ્થાઓમાં ધાર્મિક સંસ્કારો શા? શું આપણે સાધુ બનાવવા છે? પરન્તુ એ મહાનુભાવો જરા ઉંડો વિચાર કરે અને બીજી સમાજોની સંસ્થાઓનું નિરીક્ષણ કરે તો તેમને જણાશે કે ધાર્મિક સંસ્કારો વિના કેવળ શુષ્ક જ્ઞાનથી મનુષ્ય પોતાનું કર્તવ્ય સરખું પણ સમજી શકતો નથી એક તો આપણે શિક્ષણ

આપીએ બીજાઓના હાથે-સરકારી સ્કૂલોમા, અને બીજી તરફથી ધાર્મિક કે સામાજિક કર્ત્તવ્યનુ સ્મરણ માત્ર પણ ન કરાવીએ, આનુ પરિણામ નાસ્તિકતા સિવાય બીજુ શામા આવે વારૂ ? અસ્તુ

કહેવાની મતલબ કે સામાજિક ઉન્નતિનો આધાર આજના બાળકો અને યુવકો ઉપર છે એમને કેળવવાની ઘણી જ જરૂર છે એ કેળવણી ખાસ કરીને સ્વતત્ર આપવાની યોજ નાઓ ઘડવી જોઇએ છે, અને એની સાથે જ સાથે એઓને ધાર્મિક અને સામાજિક સસ્કારો પાડી એમના કર્ત્તવ્યનુ ભાન એમના શિક્ષણ સમયમા જ કરાવવાની જરૂર છે

સાચા પ્રચારકો-ઉપદેશકો આમાથી જ નીકળશે, જેઓ પોતાનુ કર્ત્તવ્ય સમજશે, તેઓ જરૂર જૈનધર્મની-જૈનસ માજની યથાસમય સેવા કરશે

આવી જ રીતે પુસ્તકો-ટ્રેકટો-પેમ્ફલેટોનો પ્રચાર કરવો એ પણ જરૂરનુ છે મારૂ નમ્ર મન્તવ્ય છે કે પ્રજામા મ્હોટા મ્હોટા સાહિત્યના પુસ્તકો જે ઉપકાર નથી કરતા તે નાના ટ્રેકટો કરે છે આવા ટ્રેકટોનો પ્રચાર કરનારી નાની મોટી સોસાઇટીઓ બગાલ, મગધ, પજાબ, કચ્છ, દક્ષિણ અને એવા જુદાજુદા પ્રાન્તોમા જુદાજુદા ગામોમા ખોલવાની જરૂર છે આવી સોસાઇટીઓ જુદીજુદી ભાષાઓમા ટ્રેકટોનો પ્રચાર કરે, એ એનુ કર્ત્તવ્ય હોવુ જોઇએ અને આ બધીએ સોસાઇટીઓ સગઠનપૂર્વકની હોવી જોઇએ બધી

સોસાઇટીઓનો પરસ્પર સબધ હોવો જોઇએ આર્યસમાજ આવી ૧૫૧૦ સભાઓની હયાતી ધરાવે છે જેમા ૮૩૪ સભાઓએ તો પોતાના સ્વતત્ર ભવનો પણ બનાવી લીધા છે આ સભાઓના સભાસદોની સખ્યા છ લાખ અને અડતાલીસ હજારની છે આ બધીયે સભાઓ એક જ સચાલનપૂર્વક ચાલે છે એક બીજાને પરસ્પર મદદ કરે છે

જૈનોમા આવા પ્રકારના બધારણ પૂર્વકની સભાઓ થાય, તો કેટલુ બધુ કામ કરી શકાય ?

આર્ય સમાજે પોતાના સમાજની ઉન્નતિના જે અનેક સાધનો હાથ ધર્યા છે તેમા ૪૮ અનાથાલયો, ૪૦ વિધવાશ્રમો, ૧૪ ઔષધાલયો, ૩૦ પ્રેસ, ૪૦ સમાચાર પત્રો, ૧૦૦ પુસ્તકોની દુકાનો અને ૧ કોઑપરેટીવ બેક પણ છે એ પણ ભૂલવા જેવા નથી આટલા આટલા સાધનો હાથ ધરનાર સમાજ કેમ પોતાની સામાજિક ઉન્નતિ ન કરે

આપણે લાખો ખરચીને સઘો કાઢીએ-કઢાવીએ, હજારોનો વ્યય કરીને ઉઝમણા-ઉપધાન મહોત્સવો કરીએ કરાવીએ, પરન્તુ સામાજિક ઉન્નતિને માટે તેથી વિશેષ શો લાભ છે ? બેશક, શ્રદ્ધાળુ જીવો એની અનુમોદના કરીને પોતાના સમ્યકત્વને શુદ્ધ રાખશે-ઉજ્જવળ કરશે, પરન્તુ જ્યા જૈનધર્મની ભાવનાનુ નામ નિશાન નથી, જ્યા મહાવીરના સિદ્ધાન્તોની ઓળખ સરખી નથી, જ્યા પરમાત્મા મહાવીરદેવની ઉત્કૃષ્ટ આદર્શતાની પિછાન સરખી નથી, અને

જ્યા હિંસામાજ પરમધર્મ મનાઇ રહ્યો છે, ત્યા આપણા એ ઉત્સવો શા કામના છે ? અને જૈન સમાજમા પણ–જૈનધર્મીઓમા પણ જ્યા સુધી હજારોને એક વખતનુ અન્ન સરખુ મળતુ નથી, ધાર્મિક શ્રદ્ધાઓ પેટના કે ગમે તે કારણે દિવસે દિવસે ઘટી રહી છે, ત્યા પણ એ ઉપાયો શા કામના છે ? અત્યારે તો જૈન સમાજને બચાવવાની અને વધારવાની જરૂર છે જૈનસમાજ જીવતી હશે, વૃદ્ધિ ગત થશે, તો એની પાછળ બધાએ કાર્યો સમુજ્જ્વલ દેખાશે બાકી જીર્ણ–શીર્ણ અવસ્થામા–અર્થાત્ દાત પડી ગયા હોય, આખો ઉંડી પેસી ગઈ હોય, હાથ–પગમા કપારી છૂટી રહી હોય, ગાલોમા ખાડા પડી ગયા હોય, શરીરમા કરચલીયો પડી ગઈ હોય, અને લાકડીના ટેકા સિવાય એક કદમ પણ ચાલી શકાતુ ન હોય, આવી ભયકર વૃદ્ધાવસ્થામા વૃદ્ધ શરીર ઉપર આભૂષણો લાદવા ક્યા સુધી ઉચિત છે, એનો વિચાર સમાજના વિચારકોએ કરવો ઘટે છે પેટમા ચેતનો ખાડો હોય, ભૂખથી પેટમા આગ બળતી ઉઠી હોય, એવા સમયમા ગમે તેવુ કિંમતી વસ્ત્ર પણ ઓઢાડવુ શુ કામનુ છે ? તે વખતે તો રોટલાનો સૂકો પણ ટુકડોજ કામનો ? માટે **સમયને ઓળખો**, અને સામાજિક ઉન્નતિના જે ઉપાયો ઉપર બતાવવામા આવ્યા છે, તે હાથ ધરી સમાજની ઉન્નતિ કરવા બહાર પડો એજ



( ૪૨ )

## સમય ધર્મ

છેલ્લા બે અંકોમા જૈન સમાજની વર્ત્તમાન પરિસ્થિતિનો ખ્યાલ કરાવવામા આવ્યો છે બીજી ભાઈબધ કોમો કરતા જૈન કોમ કેટલી પાછળ ધસી રહી છે, અને એમ પાછળ ધસવાના કયા કારણો છે, એ બતાવવા સાથે, બીજી કોમો કયા સાધનોથી આગળ વધી રહી છે, એ બતાવી એ સાધનો હસ્તગત કરવા જૈન સમાજના નેતાઓનુ ધ્યાન ખેચવામા આવ્યુ છે

એ બધી બાબતોને ટુંકી મતલબમા સમાવીએ તો એમજ કહી શકીએ કે જૈન સમાજે–જૈન સમાજના નેતાઓ, ઉપદેશકોએ '**સમયધર્મ**' જાણવાની જરૂર છે 'સમય ધર્મ' ને જાણ્યા સિવાયની જેટલી પ્રવૃત્તિ કરવામા આવે છે, તે બધી નિરર્થક પ્રાય નિવડે છે ન્હાની સરખી કોમમા સેકડો ત્યાગી ઉપદેશકો અને ઉપદેશિકાઓ હોવા છતા, હજારો બલ્કે લાખોના દાન થતા છતા સમાજનુ નાવ પાછ ળજ હઠતુ જાય છે, એજ બતાવી આપે છે કે આપણે **સમયધર્મ** જાણ્યો નથી આજે તો હુ કેવળ મહાવીરના વડીલ પુત્રો અને પુત્રિઓ–સાધુઓ અને સાધ્વીઓને ઉદ્દેશીને જ કઈક વિચારો રજુ કરવા ઈચ્છુ છુ

કાળની અનન્તતાના ઉદરમા જેમ અનન્ત ચોમાસા પ્રવિષ્ટ થઈ ચૂક્યા છે, તેવી રીતે વિ સ ૧૯૮૪નુ ચતુર્માસ પણ અનન્તતાના ઉદરમા પ્રવિષ્ટ થવાનુ આજથી પ્રારભ કરે છે ચતુર્માસ એટલે જૈનસમાજની તપસ્યાનો અમૂલ્ય સમય ચતુર્માસ એટલે ઉદાર દિલના દિલાવરોને પરોપકાર કરવાનો પુનિત સમય અને ચતુર્માસ એટલે સાધુ મુનિરાજોને ઉત્કૃષ્ટ ઉપયોગપૂર્વક સમય પાળવાનો, અને બીજા ભવ્યોને તારવાનો સુદર સમય આ ચતુર્માસનો આજથી પ્રારભ થાય છે આજથી સાધુ–સાધ્વીઓ, ચાર માસની, બલ્કે આ વર્ષે તો પાચ માસની સ્થિરતા માટે નિશ્ચિત કરેલા ગામોમા સ્થિર થઇ જવાના જે ગામોમા મુનિરાજો

ચતુર્માસ રહ્યા હશે તે તે ગામના લોકોના આનંદનો પાર આજ નહિ રહ્યો હોય તેઓ પોતાને અપૂર્વ ભાગ્યશાળી સમજતા હશે ચોમાસામા ગુરૂ મહારાજના મુખથી પરમાત્માની વાણીનુ પાન કરીશુ, યથાશક્તિ તપસ્યા કરીશુ, જ્ઞાન ધ્યાન ધરીશુ, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ કરીશુ, અને યથાશક્તિ દાનપુણ્ય કરીશુ શ્રાવક શ્રાવિકાઓના હૃદયો આવી ભાવનાઓથી ઉછળી રહ્યા હશે બીજી તરફથી સાધુ સાધ્વિઓ પણ ચતુર્માસની સ્થિતિ દરમ્યાન અનેક પ્રકારના કાર્યો કરવાની ઇચ્છાઓ કરી રહ્યા હશે કોઇ ચતુર્માસ દરમીયાન એક ગૃહસ્થને તૈયાર કરી સઘ કઢાવવાની ઇચ્છા કરી રહ્યા હશે કોઈ ઉજમણા-ઉપધાન માટે કોઈ બાઇ-ભાઈની શોધમાટે વિચારો કરી રહ્યા હશે કોઇ પોતપોતાના ઉપદેશથી ચાલતી સસ્થાઓને પુષ્ટ કરાવવાની ઇચ્છા કરી રહ્યા હશે, કોઈ નવયુવકો કે છોકરાઓને નસાડવા ભગાડવાની યોજનાઓ ઘડી રહ્યા હશે, અને કોઈ પતિતો દ્રવ્ય-કપડા લત્તા અને એવી બીજી વસ્તુઓના સગ્રહની ઇચ્છા પૂરી કરાવાના વિચારોના પુલ બાધી રહ્યા હશે જ્યારે કેટલાકો તે ક્ષેત્રને પોતાનુ ક્ષેત્ર બનાવવાની ભાવના કરી રહ્યા હશે આમ સ્વાર્થ કે પરમાર્થની ભાવનાઓમા સૌ મશગુલ હશે અસ્તુ, ગમે તેમ હો, પરન્તુ ખરી વાત એ છે કે- જે મુનિરાજો સમાજના તારણહાર છે, જેઓએ સમાજ-શાસનના કલ્યાણને માટે જ ફકીરી સ્વીકારી છે, અને જેઓએ પોતાનો સ્વાર્થ સાધવામા જ નહિં, પરન્તુ શાસ-

નની ઉજ્જવલતામા જ પોતાનુ અને પરનુ કલ્યાણુ માન્યુ છે, એવા શાસનશુભેચ્છક મુનિરાજો–આચાર્યાદિ પદવીધરો, આ ચાતુર્માસમા જૈનજનતાને કેવળ **'સમયધર્મ'** જ સમ જાવવાનો પ્રયત્ન કરે, તો મારૂ માનવુ છે કે–એ ત્યાગી મહા ત્માઓના ઉપદેશથી આખી સમાજની કાયાપલટ થઇ શકે 'સમયધર્મ' એ જ છે કે સમય જે જે કાર્યોની આવશ્યક્તા સ્વીકારતો હોય, તે તે બાબતો તરફ લોકોનુ ધ્યાન ખેચવુ હુ ઘણી વખત લખી ગયો છુ તમ એક કાર્ય ગમે તેટલુ ઉત્તમ હોય, પરન્તુ તે ઉત્તમ કાર્ય કરવાને માટે પણ સમય અને સ્થાન જોવુ જોઇએ છે

'રામ'નુ નામ ગમે તેટલુ ઉત્તમ હોવા છતા વિવાહના પ્રસગે "રામ નામ સત્ય હૈ" "રામ નામ સત્ય હૈ" ના પોકારો ન જ થાય

અમારો મુનિવર્ગ માત્ર આટલાથીજ વસ્તુસ્થિતિને સમજી લે તો, માત્ર એક જ ચતુર્માસમા સમાજના ઉદ્ધારનુ ઘણુ કામ કરી શકે પ્રતિવર્ષ લાખો રૂપિયા ખર્ચાવવા છતા આપણી એક પણ સસ્થા–ખાસ કરીને નભાવી–ટકાવી રાખવા જેવી સસ્થાઓ, ભીખ માગતી બધ પડી નથી, આટલી આટલી સખાવતો થવા છતા હજુ એક પણ સુદર વિધવા શ્રમ આપણે ત્યા સ્થપાયુ નથી, રોજ નવા નવા ખાતાઓ ખોલવામા આવશ્યક્તા ઉપરાન્તના ફડો થવા છતા, જૂના અને મહાન્ ઉપકારી ખાતાઓ હજુ જેવી ને તેવી સ્થિતિ

ભોગવી રહ્યા છે કેટલેક સ્થળે એવુ પણ બની ર્હ્યુ છે, કે-કેવળ ભરતીમા ભગઇ રહ્યુ ઙે જરૂરત હોય કે ના હોય, એની કઇ સાર્થકતા થતી હોય કે ન થતી હોય, પરન્તુ ગાડરીયા પ્રવાહની માફક એક પછી એક ઝૂકયા જ કરશે– બીજી તરફથી જોઇએ તો હજારો જૈન ભાઈઓને પોતાના કુટુબનુ પોષણ કરવુ પણ ભારે થઇ પડ્યુ છે, બ'ડે પોતાનું પેટ ભરવા જેટલુ પણ સાધન નથી તેઓને ધ ધા-રોજ ગારે ચઢાનવાનુ પણ કોઇને સૂઝતુ નથી

આ બધુ બનવાનુ કારણુ એક જ છે અને તે એ કે 'સમયધર્મ'ને આપણે લક્ષમા લેતા જ નથી, કેવળ, આપણી ધૂન, આપણી આદતો અને એવી આગળ વધીને કહીએ તો આપણે આપણા સ્વાર્થોને આધીન બન્યા 'ીએ આ બાબતોને કોરે મૂકી આપણે કેવળ 'સમયધર્મ' જ સમા જને શીખવીએ તો ખરેખર સમાજનો ઉદ્ધાર થાય સમા- જની સ્થિતિ તો એવી છે કે-એને દોરનાર જોઇએ વાળ નાર જોઇએ સમાજની સ્થિતિ એ તો દૂધીના વેલા જેવી છે વેલડીને કોઇ છાપગ ઉપર ચઢાવો તો ત્યા ચઢશે, ભીંતે ચઢાવો તો ત્યા ચઢશે અને જમીન ઉપર જ ફેલાવા દેશો તો ત્યા પડી રહેશે એનો તો બધો આધાર એના સરક્ષક- માળી ઉપર છે સમાજના માળી–દોરનાર–સભાળનાર એવા ઉપદેશક–સાધુ–સાધ્વી છે ચાહે તો તે ઊંડા કુવામા નાખે, ચાહે જગતની બીજી જાતિયોના શિરમોર બનાવે

પરન્તુ હવે ગઇ ગુજરી આપણે ભૂલવી જોઇએ गत न शोचामि कृत न मन्ये । ભૂતની વાતોને આપણે ભૂલી જઇએ અને આજથી આપણે નવુ પ્રભાત સમજીએ આ ચતુર્માસ મુનિરાજોએ જ્યા જ્યા કર્યું હોય ત્યા ત્યાની જનતાને **સમય-ધર્મ** જ સમજાવે અને સમયને ઓળખીને જ કાર્યો કરાવે.

સૌથી પહેલા તો આ ચતુર્માસમા બે શ્રાવણ મહીના આવેલા છે, એટલે કેટલાક ગચ્છવાળાઓ પહેલા શ્રાવણમા પર્યુષણનો પ્રારભ કરવાના, જ્યારે કેટલાક બીજામા આ પહેલા અને બીજા શ્રાવણના નિમિત્તે જૈનસમાજમા કેવા કેવા કલેશો થયેલા છે, એ કોઈથી અજાણ્યા નથી ગચ્છોના ઝગડાઓ-આસપાસના વૈમનસ્યો, આવી આવી બાબતોનેજ આભારી છે પરન્તુ આવા ઝગડાઓથી આપણી શક્તિઓ કેટલી ક્ષીણ થઇ છે, એ શુ આપણાથી અજાણ્યુ છે? આવા કલેશો હજુ તો શાન્ત થવાયે પામ્યા નથી, એટલામા બે શ્રાવણ આવીને ઉભા રહ્યા છે જો કે આવા પ્રસગોમા જેને જે રૂચે, કિંવા પોતે જે પરપરામા માનતા હોય, તે તે પરપરાને અનુસરીને કાર્યો કરી લેતા હોય, તો તો ઝઘડાનો અવકાશ જ નથી રહેતો, પરન્તુ પોતાની માન્યતાઓને સિદ્ધ કરવા જતા બીજાઓને જૂઠા-ઉતારી પાડવાના જે પયત્નો થાય છે, એજ કલેશનુ કારણ બને છે ચાલુ ચોમાસામા આવેલા બે શ્રાવણ પ્રસગોએ શાન્તિપૂર્વક કાર્ય કરી લેવાની જરૂર છે ઘણા ગામોમા પહેલા અને

બીજા એમ જુદા જુદા શ્રાવણોને માનવાવાળા શ્રાવકો રહેતા હશે જ્યારે મુનિરાજ કોઈ પણ એક પરંપરાને માનનાર હશે, આવી અવસ્થામા, સઘમા ક્લેશ ન થાય, એવી રીતે સભાળીને કાર્ય કરી લેવાની જરૂર છે ભલે પોતાની પરંપરા ન મૂકવામા આવે, પરંતુ સઘમા ક્લેશ વાય, એવુ તો કમમા કમ ન થવુ જોઇએ એવી જ રીતે તે તે ગામના સંઘોએ પણ બહુ દીર્ઘદૃષ્ટિથી કામ લેવાની જરૂર છે કોઈ પણ મુનિરાજની પક્ષાપક્ષીમા પડીને પોતાના ગામમા ક્લેશની જ્વાળા ભભુકાવવી, એ બિલકુલ નહિ ઇચ્છવા યોગ્ય જ કહી શકાય મુનિરાજ તો ચતુર્માસ ઉતરે વિહાર કરી જાય છે, પરંતુ ગામમા પેસી ગયેલો ક્લેશ વર્ષો સુધી બન્યો રહે છે અને ક્લેશ દાવાનળથી અત્યારે જૈનસમાજ કેટલી સતપ્ત થઈ રહી છે? એવી અવસ્થામા નવા નવા ક્લેશોના વાતાવરણો ઉભા થાય, એ જળહળતી અગ્નિમા લાકડા નાખવા જેવુ બને છે માટે આ વિષયમા ખાસ સભાળથી કાર્ય લેવાની જરૂર છે

બીજી બાબત દાનોપદેશની છે મુનિરાજો પોતપોતાના ચતુર્માસમા ગૃહસ્થોને પોતાના દ્રવ્યનો સદ્વ્યય કરવાનો ઉપદેશ આપશે, પરંતુ એ સદ્વ્યય કેવા માર્ગે કરાવવો એ ખાસ કરીને વિચારવા જેવુ છે મુનિરાજો જો સમાજની આવશ્યકતાઓનો વિચાર કરીને જ આ ચોમાસામા ઉપદેશ આપે તો મારી ખાતરી છે કે સમાજની ઘણી આવશ્યકતાઓની પૂર્તિ થઈ શકે તેમ છે

હું પહેલા કહી ગયો છું, તેમ આપણી અનેક ઉપકારી સમાજહિતની સંસ્થાઓ આર્થિક ચિંતાથી રીબાય છે શું એવી સંસ્થાઓને પુષ્ટ કરવી, એ સૌથી પહેલું કર્ત્તવ્ય નથી? જે સમાજમા જ્ઞાનનો પ્રચાર નથી, વિદ્વાનોનું બાહુલ્ય નથી એ સમાજ બીજી કોમોની સાથે ઉભી રહેવાને કદી પણ યોગ્ય ગણાતી નથી આજે આખા દેશનું ધ્યાન, દેશના બાળકો અને યુવકોને શિક્ષિત બનાવવા તરફ ખેંચાઈ રહ્યું છે યુરોપ અને અમેરિકા જેવા દેશોની શિક્ષા પ્રત્યેની સખાવતો વાચીને આપણે આશ્ચર્યમા ગરકાવ થતા હતા—થઈએ છીએ પરન્તુ હવે ભારતવર્ષ પણ સમજવા લાગેલ છે, કે જ્યા સુધી શિક્ષાનો પ્રચાર નહિં થાય, ત્યા સુધી અમારામા વાસ્તવિક ચૈતન્ય આવવાનું નથી અને તેનું જ એ પરિણામ છે કે—ભારતવર્ષમા આશ્ચર્ય ઉત્પન્ન કરાવનારી સખાવતો થવા લાગી છે હમણા જ વર્તમાનપત્રોમા જાહેર થવા પ્રમાણે આપણે જાણી શકયા છીએ કે એક મદ્રાસી **દાનવીર શ્રીયુત મર સુથૈય, ચેટ્ટિમર** નામના ગૃહસ્થે મદુરામા (મદ્રાસ પ્રાંત) એક વિશ્વવિદ્યાલય સ્થાપિત કરવા માટે ૩૫ લાખ રૂપિયાનું દાન કર્યું છે, એક મારવાડી ગૃહસ્થ મિ બીરલા શિક્ષાને માટે જે સખાવતો કરી રહ્યા છે, એ કોઈથી અજાણી નથી આમ દેશના ધનાઢયો શિક્ષા માટે આટલું બધું કરી રહ્યા છે, ત્યારે કમનસીબ જૈનસમાજના ધનાઢયોને, મંદિરો કાઢીને લાખો ખરચવાનું સુઝે છે ઉજમણા અને ઉપધાનોમા લાખો ખરચવાનો ઉત્સાહ થાય છે, પરન્તુ તે જ ગૃહસ્થોને

શિક્ષા માટે, જ્ઞાનપ્રચાર માટે જો કહેવામા આવે તો, અમો પાયસો આપતા પણ તેઓ મટોચાય છે તેઓની આ સકુચિતતામા ન કેવળ શિક્ષા પ્રત્યેની અનભિરૂચિ જ કારણ છે, બલ્કે એકબીજાના પક્ષાપક્ષીમા પડી તેઓએ પોતાનુ હૃદય બીજાઓને ત્યા વેચેલુ હોય છે અને તેથી તેઓ પોતાની બુદ્ધિનો ઉપયોગ સારાનરસાની પરીક્ષા કરવામા કરી શકતા નથી અસ્તુ, ગમે તેમ પરન્તુ શાસનપ્રેમી મુનિરાજોએ આ ચતુર્માસમા બીજી કઈ બાબતો તરફ લોકોનુ ધ્યાન ન આકર્ષતા શિક્ષા—ખાસ કરીને એવી શિક્ષા કે જે શિક્ષાથી જૈનસમાજના યુવકો પોતાનો કર્ત્તવ્ય–ધર્મ સમજતા થાય, અને જેઓ ધાર્મિક વૃત્તિ તેમ જ સમાજ–દેશ અને જેઓ ધર્મ પ્રત્યે કર્ત્તવ્ય સમજે–એવી શિક્ષા તરફ આકર્ષવાનુ જરૂર લક્ષમા લે, એવી આશા છે

ત્રીજુ કર્ત્તવ્ય ગરિબ શ્રાવક–શ્રાવિકાઓના ઉદ્ધાર માટેનુ છે જૈનોની આતરપરિસ્થિતિ અત્યન્ત ખરાબ છે, એ સમજાવવાની હવે જરૂર રહી નથી આવા ગરીબ જૈનોને ધધે વળગાવવા માટે લોન પદ્ધતિથી નાણા ધીરી શકાય, એવા ફડો આ ચતુર્માસમા ઉભા કરાવવાની જરૂર છે ધ્યાનમા પણ એ રાખવાનુ છે કે આવા ફડોની સાર્થકતા કેવળ ફડો ઉભા કરવાથીજ થતી નથી એની તાત્કાલિક વ્યવસ્થાનો પ્રબધ પણ સાથે સાથે થવો જ જોઇએ ઘણી વખત મુનિરાજોના ઉપદેશથી ફડો ઉભા થાય છે આ

ફંડોનુ લિસ્ટ ચોપડાના પાને કિંવા એક કાગળીયા ઉપર હોય છે, ત્યા સુધી ગૃહસ્થોનો ભાવ જેવો ને તેવો કાયમ હોય છે, પરતુ જ્યારે તે રકમ એકત્રિત થાય છે, અને એક ખાસ્સી ગાસડી કે ઢગલો ગૃહસ્થોની આખ આગળ ઉપસ્થિત થાય છે, ત્યારે તે ગૃહસ્થોનુ ચિત્ત ચલાયમાન થાય છે હાય હાય, આટલી રકમ અમારા ગામમાથી ચાલી જશે ? અરે આટલી બધી રકમ તે ખરચી શકાય ? નહિ નહિ, વ્યાજ ખરચો ! વ્યાજની રકમ પણ મ્હોટી જૂએ છે ત્યારે પાછી મૂડીને વધારવાની દાનત ઉભી થાય છે પરિણામ એ આવે છે કે નથી મૂડી ખરચી શકતા, અને નથી વ્યાજ પણ પુરૂ ખરચતા પછી તે રૂપિયા એક પ્રકારના ભયકર કલેશનુ કારણ બને છે એ કલેશ ધીરે ધીરે એટલો બધો આગળ વધે છે કે એ રૂપિયા વકીલો અને બેરીસ્ટરોને ખીસ્સા તર કરનાના કામમા આવે છે જ્યારે, જેને માટે એ ફડ ભેગુ કરવામા આવ્યુ હતુ, તેઓની સ્થિતિ તો એક ઇચ પણ આવી પાછી થયેલી નથી જોવાતી માટે સૌથી પહેલા ધ્યાનમા એજ લેવાનુ છે કે ફડ થવાની સાથેજ તેની વ્યવસ્થા પણ તત્કાળ જ કરવી જોઈએ

પ્રત્યેક ચતુર્માસમા ઘણા કામો ન કરાવતા આવા આવા એક એક બબે કામો ઉપર જ એક સરખી રીતે ઉપદેશ આપવાનુ મુનિરાજો ધ્યાનમા લે તો બે પાચ વર્ષમા તો જૈન સમાજના અગમા જે જે સડો પેઠો છે એ બધો દૂર

થાય અને સમાજનુ શરીર નિરોગ-હૃદયપુષ્ટ બને એ ચાર વર્ષ યદિ સઘો નહિ કાઢવા કઢાવવામા આવે, તો તેવી સામાજિક સ્થિતિમા કઈ હાની પહોચવાની નથી પરતુ જો આવશ્યક કર્ત્તવ્યો તરફ બેદરકારી કરવામા આવશે, લક્ષ્ય દેવામા નહિ આવે તો તેવી સમાજની પરિસ્થિતિમા જે હાનિ પહોચી રહી છે, એમા ભયકર વધારો જ થવાનો

પ્રભાવશાલી ઉપદેશક મુનિરાજો જો આટલીજ વાત લક્ષ્યમા લેશે તો તેઓ આજ ચોમાસામા ઘણુ ઘણુ કરી શકશે

ખરેખર ખુશી થવા જેવુ એ છે કે આજથી ૮-૧૦ વર્ષો ઉપર કેટલાક મુનિરાજો જે વિચારો ધરાવતા હતા, તેઓના વિચારોમા આજે ઘણુ ઘણુ પરિવર્તન થયેલુ જોવાય છે અને તેઓ **સમયધર્મ** નો ઉપદેશ આપી રહ્યા છે જેઓ સમયને ઓળખી સમાજના ધનાઢ્યો વિગેરે પાસે કાર્યો કરાવી રહ્યા છે, તેઓને મારા ભૂરિ ભૂરિ અભિનદન છે અને આશા છે કે બીજા મુનિરાજો પણ તેઓશ્રીનુ અનુકરણ કરી સમાજના ઉદ્ધારમા મ્હોટો ફાળો આપશે



( ૪૩ )

## સિદ્ધપુત્ર

કોઇ પણ ધર્મનો પ્રચાર પ્રચારકો વિના નથી થઇ શકતો, એ વાત મારા છેલ્લા લેખોથી સ્પષ્ટ સમજાઇ હશે આર્ય-સમાજ, બ્રહ્મસમાજ, દેવસમાજ, પ્રાર્થનાસમાજ, ક્રિશ્ચીયન, અને એવી કોઇ પણ સમાજે પોતાની તરક્કી કરી રહી છે, તે પોતાના પ્રચારકોના સાધનથીજ આજકાલની તે નવીન સમાજો જ શા માટે? જૈનધર્મ, હિંદુધર્મ અને બૌદ્ધધર્મનો પ્રચાર પણ અત્યાર સુધીમા થયો છે, થાય છે અને થશે, એ પ્રચારકોના સાધનથી જ સેકડો-હજારો ઉપદેશકો-સાધુઓ જૈન

સમાજમા હતા, ત્યારે જૈનધર્મનો વિસ્તાર કેટલો બધો હતો, એ ઇતિહાસના પૃષ્ઠો ખુલ્લી રીતે બતાવી રહ્યા છે કમનસીબે સાધુઓમા શિથિલતાઓ આવવા લાગી, લાબા લાબા વિહારો બંધ પડી ગયા, અને સાધુઓએ પોતાના વિહારનુ ક્ષેત્ર અમુક મર્યાદામા જ બનાવી લીધુ પરિણામ એ આવ્યુ કે-જૈનધર્મ પણ તેમની સાથે જ સાથે એક ખાબોચીયામા જઇ ભરાયો

પરન્તુ આ સ્થિતિ સુધારવાને માટે હવે સાવચેત થવાની જરૂર છે એ વાતનો પોકાર ચારે તરફથી થઈ રહ્યા છે એ પોકારોની સાથે 'સમય'ના ફટકા પણ હવે વાગવા લાગ્યા છે અને તેથી પહેલા કરતા કંઈક અંશે સાધુઓ સચેત થયા હોય, એમ જોવાય છે છતા હજુ પણ સાધુઓનો મ્હોટો ભાગ સમાજમા શાપરૂપ કાર્ય કરી રહ્યો છે આખા દેશમા જ્યારે સપનુ-પ્રેમનુ-એકતાનુ વાતાવરણ ફેલાઇ રહ્યુ છે, ત્યારે કેટલાક પોતાને ધુરધર વિદ્વાન્ અને નેતા તરીકે ઓળખાવતા ક્લેશાચાર્યો ક્લેશના-કુસપના-ઝઘડાના ઝાડ ઉગાડી રહ્યા છે જે વખતે દેશના ખૂણેખૂણામા ઉપદેશકો-પ્રચારકોને ફરવાની-વિચરવાની આવશ્યકતા છે તે વખતે કેટલાક મહાપુરૂષો ઉલટા શ્રાવકોની ખુશામતોમા ફસાઈ શ્રાવકોના રમકડા બની ચોક્કસ ક્ષેત્રોમા પોતાના રાગીઓ બનાવવાની ધૂનમા પડ્યા છે અને શ્રાવકો પણ પક્ષાપક્ષીમા પડી, ધર્મના એ ફિરસ્તાઓને-ધર્મના પ્રચારકોને પોતાના

( ૪૩ )

# સિદ્ધપુત્ર

કોઇ પણ ધર્મનો પ્રચાર પ્રચારકો વિના નથી થઇ શકતો, એ વાત મારા છેલ્લા લેખોથી સ્પષ્ટ સમજાઇ હશે આર્ય સમાજ, બ્રહ્મસમાજ, દેવસમાજ, પ્રાર્થનાસમાજ, ક્રિશ્ચીયન, અને એવી કોઇ પણ સમાજો પોતાની તરક્કી કરી રહી છે, તે પોતાના પ્રચારકોના સાધનથીજ આજકાલની તે નવીન સમાજો જ શા માટે? જૈનધર્મ, હિંદુધર્મ અને બૌદ્ધધર્મનો પ્રચાર પણ અત્યાર સુધીમા થયો છે, થાય છે અને થશે, એ પ્રચારકોના સાધનથી જ સેકડો–હજારો ઉપદેશકો–સાધુઓ જૈન

સમાજમા હતા, ત્યારે જૈનધર્મનો વિસ્તાર કેટલો બધો હતો, એ ઇતિહાસના પૃષ્ઠો ખુલ્લી રીતે બતાવી રહ્યા છે કમનસીબે સાધુઓમા શિથિલતાઓ આવવા લાગી, લાબા લાબા વિહારો બધ પડી ગયા, અને સાધુઓએ પોતાના વિહારનુ ક્ષેત્ર અમુક મર્યાદામા જ બનાવી લીધુ પરિણામ એ આવ્યુ કે-જૈનધર્મ પણ તેમની સાથે જ સાથે એક ખાબોચીયામા જઇ ભરાયો

પરન્તુ આ સ્થિતિ સુધારવાને માટે હવે જાગ્રત થવાની જરૂર છે એ વાતનો પોકાર ચારે તરફથી થઈ રહ્યા છે એ પોકારોની સાથે 'સમય'ના ડકા પણ હવે વાગવા લાગ્યા છે અને તેથી પહેલા કરતા કઇક અશે સાધુઓ સચેત થયા હોય, એમ જોવાય છે છતા હજુ પણ સાધુઓનો મ્હોટો ભાગ સમાજમા શાપરૂપ કાર્ય કરી રહ્યો છે આખા દેશમા જ્યારે સપતુ-પ્રેમનુ-એકતાનુ વાતાવરણ ફેલાઇ રહ્યુ છે, ત્યારે કેટલાક પોતાને ધુરધર વિદ્વાન્ અને નેતા તરીકે ઓળખાવતા ક્લેશાચાર્યો ક્લેશના-કુસપના-ઝઘડાના ઝાડ ઉગાડી રહ્યા છે જે વખતે દેશના ખૂણેખૂણામા ઉપદેશકો-પ્રચારકોને ફરવાની-વિચારવાની આવશ્યકતા છે તે વખતે કેટલાક મહાપુરૂષો ઉલટા શ્રાવકોની ખુશામતોમા ફસાઈ શ્રાવકોના રમકડા બની ચોક્કસ શ્હેરોમા પોતાના રાગીઓ બનાવવાની ધૂનમા પડ્યા છે અને શ્રાવકો પણ પક્ષાપક્ષીમા પડી, ધર્મના એ ફિરસ્તાઓને-ધર્મના પ્રચારકોને પોતાના

ગામના કે પોતાના કુટુંબના સાધુ–ગુરુ બનાવી રહ્યા છે મારું તો માનવું છે કે–ગૃહસ્થો, સાધુઓના પક્ષાપક્ષીમાં ન પડ્યા હોત, પોતાના જ ગુરુ ન બનાવતા જગતના ગુરુ તરીકે તેમને વિચરવા દીધા હોત, અને જરા પણ આચારમાં વ્યવહારમાં શિથિલતા આવતાં, શાસ્ત્રના નિયમ પ્રમાણે સાધુઓના માતા–પિતા બની, તેમના આચાર–વિચારનું ભાન કરાવતા રહ્યા હોત, તો આજે સાધુઓની અને આખા સમાજની આ સ્થિતિ ન જ આવી હોત આજે સાધુઓમાં જે વૈમનસ્ય જોવાય છે, તે જોવાનો પ્રસંગ ન જ આવતે આજે સાધુસમ્મેલન થવામાં જે વિઘ્નો દેખાય છે, તે વિઘ્નો કદાપિ આડે નહિ આવત પરન્તુ કેવળ દૃષ્ટિરાગના કારણે, જ્યાં, ગમે તેવી પોલંપોલ ચલાવનારમાં–શિથિલાચારીયોમાં પણ ચોથા આરાની વાનગીપણું જોઇ રહ્યા હોય ત્યાં સત્ય ક્યાંથી કહી શકાય? ખુબી તો એ છે કે આજે જેને ચોથા આરાની વાનગીમાં મૂકવામાં આવે છે એને કાલે પાચમાં આગળીયે આગળ વધી છઠ્ઠા આરામાં મૂકવાનો પ્રસંગ આવે છે સમયની બલિહારી છે! અસ્તુ

કહેવાની મતલબ એ છે કે–ધર્મના પ્રચારક તરીકે જૈન સમાજમાં સાધુઓ કામ કરી રહ્યા છે, પરન્તુ તેઓ પોતે તો મ્હોટે ભાગે ચોક્કસ ક્ષેત્રોના જાગીરદાર બન્યા છે, અથવા ચો.મ રાગી શ્રાવકોના ગુરૂ બન્યા છે, એટલે, એમનામાં ગમે તેટલી શક્તિયો હોવા છતા, દેશ–વિદેશમાં જૈનધર્મનો

પ્રચાર કરવાની આપણે જે આશાઓ રાખી શકીએ, તે પૂરી પડે તેમ નથી વળી કેટલાક મુનિરાજો સમયના જાણ, દેશ-વિદેશમા વિચરનારા, કષ્ટોને સહન કરનારા પણ છે, પરતુ મુનિરાજોના આચાર- વિચારો જ એવા છે કે-જેથી તેઓ વધારે આજાદીથી કાર્ય કરી શકે નહિ રાત્રે મકાન છોડી બહાર ન જનાય, બત્તી આગળ ન બેસાય-ફરાય, પગે જ ચાલીને મુસાફરી કરી શકાય, ઇત્યાદિ આચારો છુટથી-ગમે તે સમયે, ગમે તે દેશમા, જવાને માટે બાધક હોય છે અને મારૂ દૃઢ માનવુ છે કે, આચાર-વિચારોમા શિથિલતા લાવીને કાર્ય કરવુ છે, તે પોતાનુ અને પરનુ પણ ખોવા બરાબર છે, આચારથી હીન થયેલ માણસ કદિ પ્રભાવ પાડી શકતો નથી પોતાની હદને ચૂકનાર નથી ઘરનો રહેતો કે નથી ઘાટનો એમા દાંભિકતા વધે છે, એટલુ જ નહિં પરતુ એક પગથીયુ ચૂક્યા પછી તે નીચે જ આવીને પડે છે માટે કોઇ એમ કહેતુ હોય કે-સાધુઓ પોતાના મુખ્ય આચારોમા પરિવર્તન કરીને-શિથિલતા લાવીને ખૂબ પ્રચારનુ કાર્ય કરે, તો તે બિલકુલ હબક છે એથી કદિ પણ ફાયદો થતો નથી બેશક, સમયને અનુકૂળ માત્ર તેજ પ્રવૃત્તિ આદરી શકાય કે જેથી આચારમા-પોતાના સાધુધર્મમા શિથિલતા ન આવે

આવી રીતે જૈન ધર્મના પ્રચારનુ કાર્ય કરનાર મુનિ રાજોની આ સ્થિતિ છે બીજો વર્ગ યતિવર્ગ છે આ વર્ગ

ધારે તો તો પ્રચારનું કાર્ય મુનિરાજો કરતા પણ ઘણાય વધારે કરી શકે પરન્તુ આ વર્ગમાં મોટે ભાગે એટલી બધી શિથિલતા આવી છે, કે ગૃહસ્થો કરતા પણ વધારે હીનતા આવી ગઈ છે કેટલાક વિદ્વાન્ ને કઈક કાર્ય કરી શકે એવા યતિવર્યો છે, પરન્તુ તમામ યતિવર્ગ ઉપરથી સમાજની શ્રદ્ધા ઉઠી જવાના કારણે, તેઓને પોતાના નિર્વાહને માટે અનેક પ્રકારના ધવા–દાવા, દોરા–ધાગા વિગેરે કરવા પડે છે અને તેમ કરવાથી તેઓ સ્વાર્થવૃત્તિમા–લોભમા પડી જાય છે, અને લોભમા પડેલો માણસ નિઃસ્વાર્થતાથી પ્રચારકાર્ય નહી કરી શકતો હા, કેટલાક યતિવર્યો પ્રચારકાર્ય સારૂ કરે છે, પરન્તુ તેઓની સખ્યા બહુજ થોડી–આગળીના વેઢા ઉપર ગણીયે તેટલી પણ ભાગ્યેજ છે

જૈન સમાજમા અત્યારે જેઓ પ્રચારનુ કાર્ય કરનારાઓ છે, તેઓની સ્થિતિ ઉપર પ્રમાણે છે આવી સ્થિતિમા જૈન ધર્મના પ્રચારકોની સખ્યા વધારવી, અને તે એવી સખ્યા વધારવી કે જેઓ આનન્દીથી ગમે તે સમયે, ગમે તે દેશમા જઈ શકે, વાહનો દ્વારા જઇ શકે–આવો **એક નવો વર્ગ** ઉત્પન્ન કરવાની જરૂર છે આ નવો વર્ગ ચોક્કસ મર્યાદાનો ત્યાગી હોય, ચોક્કસ આચારોમા ગૃહસ્થો કરતા ચઢીયાતો હોય, અને ચોક્કસ વેષથી આકર્ષક પણ હોય કારણ કે ત્યાગ વિના છાપ પડતી નથી આચાર વિના કથન ગ્રાહ્ય થઈ શકતું નથી અને વેષની વિચિત્રતા સિવાય આકર્ષતા વધતી

નથી, આવો એક વર્ગ ઉઘડ્યા વિના જૈનધર્મના પ્રચારને માટે આપણે સર્વત્ર પહોંચી શકવાને માટે અસમર્થ છીએ અને જ્યા સુધી આપણી એ અસમર્થતા દૂર ન થાય, ત્યા-સુધી જૈનધર્મના પ્રચારની આપણે આશા રાખીએ, એ પણ નિરર્થક છે આજે ગૃહસ્થો પોતાની ધનમા છે ચાર્જ પેઠે લક્ષ્મી એકત્રિત કરી લેતા હતા અને પ્રચારકાર્ય કરવાની શક્તિ હોતા હતા, એવા ગૃહસ્થો લોલવૃત્તિથી પોતાના ધધા-રોજગારને બધ કરી-થોડા સમય માટે બધ કરીને પણ શાસનના હિતની ખાતર થોડો પણ ભોગ આપી શકતા નથી અને અતએવ, ન સાધુમા કે ન ગૃહસ્થમા-એવો એક વર્ગ ઉભો કરવાની આવશ્યકતા છે

આવો એક વર્ગ ઉભો કરવો, અને એ વર્ગને ક્યા નામથી ઓળખવો, તેમ એના આચાર-વિચારો, અને તેઓમા યોગ્યતા કેવી હોવી જોઇએ, તે સબધી થોડુક વિચારી લઇએ

ચરિતાનુવાદના કેટલાક પ્રાચીન ગ્રંથોમા "સિદ્ધપુત્ર"નુ નામ આવે છે આ 'સિદ્ધપુત્રો'નો વેષ અને આચારવિચાર કેવો હતો, તે સબધી હજુ ચોક્કસ વર્ણન મારા વાચવામા આવ્યુ નથી પરન્તુ એ તો ચોક્કસ છે, કે જૈનસમાજમા 'સિદ્ધપુત્ર' ના નો એક વર્ગ અવશ્ય હતો વધારે શોધ કરીને આપણે એ મેળવવુ જોઇએ કે એ સિદ્ધપુત્રો કેવા વ્રતો પાળતા હતા? કેવો આચાર પાળતા હતા? કેવી તેમની વેષ-ભૂષા હતી? અને તેઓ શું શું કામ કરતા હતા?

આ સબંધી વિશેષ હકીકત પ્રાચીન ગ્રંથોમાંથી ન મળે તો આપણે તે સબંધી ખાસ યોજના ઉભી કરવી જોઈએ. સમયાનુકૂળ નિયમો બનાવવામાં કંઈપણ બાધકતા નડતી નથી પરન્તુ ગમે તે રીતે પણ આવો એક વર્ગ ઉભો કરવો, અને તેઓને પ્રચાર કાર્ય માટે નિયુક્ત કરવા જોઈએ

આવા વર્ગને માટે જે યોજના બતાવવામાં આવે, એમાં મુખ્ય પાંચ બાબતોનો સમાવેશ કરવાનો રહે છે ૧ સિદ્ધપુત્રોનો વેષ, ૨ સિદ્ધપુત્રોના આચાર–નિયમો, ૩ સિદ્ધપુત્રોને ગ્રહણ કરવાના વ્રતો, ૪ 'સિદ્ધપુત્ર' તરીકે દીક્ષિત થનારાઓની યોગ્યતા અને ૫ સિદ્ધપુત્રોને કરવાનુ કાર્ય

આ પાંચ બાબતો મુખ્ય છે પહેલા કહેવામાં આવ્યુ છે તેમ સિદ્ધપુત્રનો વેષ, સાધુના અને ગૃહસ્થના વેષથી નિરાળો હોવો જોઈએ બ કે આપણા પ્રાચીન સસ્કારો સયુક્ત હોવા જોઈએ એવીજ રીતે આચાર–નિયમો, વ્રતો વિગેરેમાં વચનો માર્ગજ પસદ કરવાના આવે જેથી તેઓ વધારે સંકોચમાં–બંધનમાં ન રહે, તેમ વધારે નીચી દશામાં પણ ન આવી રહે દાખલા તરીકે–આ પાંચે બાબતોની રૂપરેખા આ પ્રમાણે અથવા એમાં થોડાક ફેરફાર સાથે રાખી શકાય

१ વેષ—

૧ ખુ ુ મસ્તક રાખવુ અને માથે શિખા રાખવી

૨ જિનોપવીત રાખવી

૩ કપડામા—

(૧) સફેદ ધોતી

(૨) સફેદ કફની

(૩) પીળુ ઉત્તરાસન

૪ કપડાના મોજા (બટને સ્થાને)

૫ હાથમા એક લાકડી (દંડ)

૬ છત્રી પણ જરૂર પડે રાખી શકે

૨ આચાર-નિયમો—

૧ રાત્રિભોજન અને અભક્ષ્યનો ત્યાગ

૨ જેટલી બની શકે તેટલી સાદાઇ

૩ રોજ એક સામાયિક કરવુ બનતા સુધી એક પ્રતિક્રમણ પણ

૪ મદિરનુ આવન હોય ત્યા પૂજા અવશ્ય કરવી

૫ જ્યા મુકામ હોય, ત્યા પ્રતિદિન એક કલાક પ્રવચન અવશ્ય કરવુ, અથવા અધ્યાપન કરવુ

૬ શરીરશુદ્ધિ બરાબર રાખવી

૭ નાટકો-સીનેમા વિગેરે ન જોવા તેમ રાગાર ન કરવો, તેમ હોટેલોમા ન જવુ

८ સાત્વિક ખોરાક–દૂધ, દહિ, ઘી, દાળ, ભાત, શાક, રોટલી, વિગેરે વાપરવુ અધિક તેલ, મરચુ, ખટાશ ન વાપરવા

૯ રોજ નિયમિત થોડી યા ઘણી કસરત કરવી

૩ વ્રતો—

૧ ભગવાન્ હેમચદ્રાચાર્યે ગૃહસ્થોને માટે અહિંસાવ્રત બતાવ્યુ છે તેમ–निरागस्त्रसजन्तूना हिंसा सङ्कल्पतस्त्यजेत्–અર્થાત્ નિરપરાધી એવા ત્રસ જીવોને મારવાની બુદ્ધિથી ન મારે

૨ એવુ મૃષાવચન, કે જેથી બીજાને દુ:ખ ઉત્પન્ન થાય, અથવા જેમા પરવચના હોય, તે ન બોલે

૩ એવી ચોરી, કે જેનાથી રાજ્યદંડ થઇ શકે, અથવા લોકનિંદા થાય, ન કરે

૪ યાવજ્જીવ શરીરથી બ્રહ્મચર્ય પાળે મનથી વચનથી પાળવાનો યત્ન કરે

૫ માસિક પચીસ રૂ નુ પોતાનુ ખર્ચ નીકળે, એટલો પરિગ્રહ રાખે, અને તેથી વધારે પરિગ્રહ વધારવા માટે પ્રયત્ન ન કરે આ ખર્ચમા મુસાફરી ખર્ચનો સમાવેશ નથી થતો

૪ યોગ્યતા—

'સિદ્ધપુત્ર' થવાના કમમા કમ નીચેની યોગ્યતા હોવી જ જોઇએ

૧ વય—૧૮ થી ઓછી ઉમરનો ન હોય

૨ નિરોગતા—શરીરમા કોઈ પણ જાતનો રાજરોગ ન હોય

૩ અભ્યાસ—ઓછામા ઓછો આટલો અભ્યાસ હોવો જોઇએ

૧ ધાર્મિક—પંચપ્રતિક્રમણ, જીવવિચાર, નવ તત્ત્વ, અને ચાર કર્મગ્રંથ

૨ આચારગ્રંથ—શ્રાદ્ધગુણવિવરણ અને યોગ શાસ્ત્રના ચાર પ્રકાશ

૩ સસ્કૃતવ્યાકરણ—ન્યાયનુ ઠીક ઠીક જ્ઞાન

૪ દાર્શનિક—ષડ્દર્શનનુ સામાન્ય જ્ઞાન

૫ વક્તૃત્વ—હિંદી–ગુજરાતીમા સારી રીતે વ્યા ખ્યાન આપી શકે

૬ અગ્રેજી—લખતા વાચતા ઠીક ઠીક આવડવુ જોઈએ ( કદાચ ન હોય તો પણ ચાલે )

૫ કાર્ય—

૧ કોઇ પણ 'સિદ્ધપુત્ર' ઉપદેશકનુ અધ્યાપકનુ, કોઈ પણ સસ્થાનુ સચાલન અથવા સાહિત્ય પ્રવૃત્તિ ( પુસ્તકો લખવા, સશોધન કરવા વિગેરે ) આ ચાર કામો સિવાય બીજુ કઈ કામ ન કરી શકે

૨ જ્ઞાનપ્રચાર, નૈતિકજીવન તરફ લોકોને વાળવા, ધાર્મિક જીવન બનાવવુ, એ 'સિદ્ધપુત્ર' નુ પ્રચારકાર્ય હોઈ શકે

૩ બને ત્યા સુધી જૈન સમાજની માથે સબંધ ધરાવતુ કોઇ પણ સાહિત્યિક યા જ્ઞાનપ્રચારનુ કાર્ય કરવુ

૪ જ્યા સુધી સંસ્થા દ્વારા પોતાના ગુજરાનની વ્યવસ્થા ન થાય ત્યા સુધી ઉચિત વેતનથી ઉપર્યુક્ત કાર્યો કરી પોતાનુ ખર્ચ નિભાવવુ અને સંસ્થા દ્વારા વ્યવસ્થા થયે અવૈતનિક કાર્ય કરવુ

'સિદ્ધપુત્રો' માટેની આ યોજના એક માર્ગદર્શક ઇસારો માત્ર છે આમા ઘણા ફેરફારો, સંસ્કારો, સુધારા વધારા કરી શકાય

પરન્તુ એ વાત નક્કી છે કે–આવો એક વર્ગ ઉત્પન્ન કરવાની જરૂર છે ચારિત્રની યોગ્યતા મેળવવા માટેની આ સંસ્થા એક સ્કૂલનુ કામ કરી શકે કઇ પણ જાતની યોગ્યતા મેળવ્યા સિવાય એકાએક 'દીક્ષા' લેવાના અને આપવાના જે અનિષ્ટ પરિણામો દીક્ષા લેનાર-દેનારને જ નહિ, પરન્તુ આખી સમાજને ભોગવવા પડે છે, તે આ યોજનાથી ઘણે ભાગે નાબુદ થશે સિદ્ધપુત્ર તરીકે ચોક્કસ વર્ષો સુધી કામ કર્યા પછી એ સિદ્ધપુત્ર સર્વ વિરતિ ચારિત્રનો સ્વીકાર કરી શકે

આ યોજના એક અખતગ સ્વરૂપ છે જૈનસમાજના–જૈનધર્મના પ્રચારકાર્યનુ લક્ષ્યબિંદુ રાખીને આ યોજના લખી છે બીજા જૈન વર્ત્તમાનપત્રકારો આ યોજનાના અમલમા રહેલા લાભાલાભનો વિચાર કરી પોતાના વિચારો પોતાના પત્રમા પ્રકટ કરશે તો જૈનસમાજને ઘણુ જાણવાનુ અને વિચારવાનુ મળશે

મારો તો નમ્ર અભિપ્રાય છે કે–કોઈ પણ માતબર જૈન સસ્થા, જો આ યોજનાને અમલમા મૂકવા માટે પોતાના હાથમા કાર્ય ઉપાડી લેશે તો તે ખરેખર આશીર્વાદરૂપ કાર્ય કરી શકશે, અને એ સસ્થા, જૈનસમાજના એક આવશ્યકીય–પરમ ઉપયોગી કાર્ય કર્યાનુ પુણ્ય સમ્પાદન કરી શકશે

આપણી કોન્ફરન્સ જેવી સસ્થા, કે જેને માટે એવા આક્ષેપો મૂકાય છે કે–તે પ્રતિવર્ષ હજારો રૂપિયા નોકરોના પગારમા ખર્ચવા સિવાય, કોઇની દૃષ્ટિમા આવી શકે, એવુ એક પણ કાર્ય નથી કરતી, તે સસ્થા બીજી બધી પચાય તોને મૂકી આવુ જો એક કાર્ય ઉપાડી લે, તો તે ખરેખર, જૈન સમાજનુ કલ્યાણ કરી શકે જૈન ધર્મનો પ્રચાર કરી શકે

શાસનદેવ કાઈ ને કોઇ સસ્થાને સદ્બુદ્ધિ સુઝાડે, અને આવી યોજનાને અમલમા મૂકવાનુ સામર્થ્ય સમર્પે, એટલુ જ ઇચ્છી વિરમુ છુ

( ૪ )

# અહિંસાનું અજીર્ણ

માણસ વધારે ખાય છે, ત્યારે અજીર્ણ થાય છે, તેમ કોઇને બુદ્ધિનુ અજીર્ણ થાય છે, અને કોઇને માન-પાનનુ અજીર્ણ થાય છે અને કોઇને વિદ્યાનુ અજીર્ણ થાય છે, તો કોઇને તત્ત્વજ્ઞાનનુ પણ અજીર્ણ થાય છે અને જેને અજીર્ણ થાય છે, એને પછી શાસ્ત્રની મર્યાદાઓ કે યુક્તિઓની પ્રબળતાઓ એ કંઈ જોવાનુ ભાન રહેતુ જ નથી એક જ વસ્તુને માટે જે યુક્તિઓ પોતે આપતા હોય, તે જ વસ્તુને માટે તે જ યુક્તિઓ બીજો કોઈ આપે તો અજીર્ણાવસ્થામા એ યુક્તિઓ એને નિર્માલ્ય જ લાગે નિદાન તે પોતાનો કક્કો ખરો કરાવવાને માટે ભરચક કોશીશ કરે

કેટલાક માણસો એવા પણ હોય છે કે જેઓ એક યા બીજી રીતે જગતમાં એક વખતે પોતાનું નામ પ્રાપ્ત કરી લે છે લોકોની પ્રીતિ-શ્રદ્ધા મેળવી લે છે, પછી તે જ માણસ ગમે તેમ લખે કે બોલે, એની સ્હામે બીજાઓને અવાજ ઉઠાવવાની પણ હિમ્મત ચાલતી નથી એવા પુરૂષની સ્હામે કેમ કઈ કહી કે લખી શકાય? અથવા બહુ તો છેવટે એમ પણ દલીલ કરવામાં આવે કે આપણે એમના વિચારોને-એમની દલીલોને-એમના હાર્દને તપાસવાને હજુ યોગ્ય જ બન્યા નથી

ઉપરની બન્ને બાબતોનો ઉંડો વિચાર કરનાર જો મહાત્મા ગાંધીજીની પ્રવૃત્તિઓનો અને વિચારોનો મુકાબલો કરશે, તો ખરેખર ઉપરની બાબતોની સત્યતા સ્પષ્ટપણે તેમની પાસેથી મેળવી શકશે

મહાત્મા ગાંધીજીએ એક યા બીજી રીતે ખરેખર દેશને લાભ પહોંચાડ્યો છે ભલે તેઓ પોલીટીકલ પ્રવૃત્તિને માટે કેટલાકોની દૃષ્ટિએ અયોગ્ય નિવડ્યા હોય, પરન્તુ તેમની કેટલીક પ્રવૃત્તિઓથી દેશને લાભ પહોંચ્યો છે એમાં તો કોઇથી ના પાડી શકાય તેમ નથી અને તેનું જ એ કારણ છે કે તેઓએ સમસ્ત દેશબંધુઓની આટલી પ્રીતિ-ભક્તિ સંપાદન કરી છે બીજી તરફથી તેમણે પોતાની પ્રવૃત્તિમાં એક એવું તત્ત્વ દાખલ કર્યું કે જે તત્ત્વ તરફ આર્યાવર્ત્તની સમસ્ત પ્રજા ખીંચાયા વિના ન રહે આ તત્ત્વ છે 'અહિંસા તત્ત્વ'

કોઈની સાથે અસહકાર કરવો તો 'અહિંસાત્મક', કોઈની સાથે લડાઈ કરવી તો 'અહિંસામય', વસ્ત્રો પહેરવા તો 'અહિંસા'થી બનેલા, બીજી ચીજો વાપરવી તો 'અહિંસા' વાળી' દરેક વસ્તુમાં 'અહિંસા' 'અહિંસા' કરતા ગયા પરન્તુ જગત્ જોતુ ગયુ કે—

'અહિંસા'ની પ્રત્યેક વસ્તુમાં ઉદ્‌ઘોષણા કરનાર મહાત્માજીના અસહકારમાંથી 'હિંસા'ની જ્વાલાઓ પ્રકટી રહી છે 'અહિંસા'નું રટણ કરી રહેવા મહાત્માજી પણ 'રાવણરાજ્ય' 'સેતાની સરકાર,' વિગેરે સુભાષિતો ભાખી રહ્યા છે 'અહિંસા'નો મંત્ર ઘરે ઘરે ફૂંકનાર મહાત્માજી પણ લાખોના વસ્ત્રોની હોળીઓ કરાવી કરાવીને દેવાના માથે શાપ લગાડી રહ્યા છે 'છતા એ તો મહાત્માજી! ભારતીય મનુષ્યોના તારણહાર! અહિંસાની મૂર્ત્તિ! એમના તત્ત્વજ્ઞાનને એમની અહિંસાને આપણે સમજી પણ કેમ શકીએ? આપ પાર્થી એમની ફિલૉસોફી વિરુદ્ધ એક અક્ષર યે કેમ લખી શકાય?

પરિણામ એ આવ્યું કે મહાત્માજીને આખરે 'અહિંસાનું અજીર્ણ થયું' 'અહિંસા'ના તત્ત્વજ્ઞાનમાં બહુ ઉંડા ઉતરતા દુ ખીઓને **દુ ખથી મુક્ત નહિ, પરન્તુ પ્રાણથી મુક્ત** કરવામા ધર્મ છે એમ માનવાની અને બીજાઓ પાને મનાવવાની નોબત આવી

થોડા વખત ઉપર ગાંધીજીના 'દુનગ'એ ગાંધીજીને ચકડોળે ચઢાવ્યા હતા, જ્યારે હમણા ગાંધીજીના વાછરડા

અને વાદગઓએ ગાધીજીને ઔર ચાકડે ચઢાવ્યા છે ગાધીજી પોતાની આમા કસોટી થતી જણાવે છે, અને પોતે પોતાના વિચારોમા મક્કમતા જણાવે છે, પરન્તુ એમા મને જરાયે આશ્ચર્ય જેવુ નથી લાગતુ ગાધીજી જેવા મહાત્મા પુરૂષને હવે હજારો અનુચિત યુક્તિઓ અને વ્યાજબી દલીલોની દરકાર કરવી કઈજ જરૂરની નથી કારણ કે ગાધીજી હવે કૃતકૃત્ય છે એ તો જે વખતે અધરાપણું હતુ—'મહાત્મા' બનવાનુ બાકીપણું હતું, તેજ વખતે "મારી પહાડ જેવી ભૂલ થઈ" "હુ મારી ભૂલ સુધારૂ છુ" ઈત્યાદિ વસ્તુઓની જરૂર હતી હવે અત્યારે તેમને તમાનુ કઈ બાકી રહ્યુ નથી એટલે તેઓ આર્યાવર્ત્તની આર્ય ભાવનાઓનુ નિકદન કરનારા વિચારો રજુ કરે, મનુષ્યનુ ખરૂ મનુષ્યત્વ દયાલુતા-એનો બહિષ્કાર કરાવે, અને તેની સ્હામે હજારો સચોટ દલીલો પેશ કરવામા આવે, છતા એમનુ રૂવાડુ પણ ન ફરકે, તો તેમા મને જરાયે અજાયબી લાગતી નથી અસ્તુ તેમ છતા પણ વિચારકોનુ-'અહિંસા'ના સાચા ઉપાસકોનુ અને બીજાને પ્રાણથી નહિ, પરન્તુ દુખથી મુક્ત કરવામા ધર્મ છે, એમ માનનારાઓનુ કર્ત્તવ્ય છે કે—ગાધીજી માને કે ન માને, પરતુ એમના વિચારોનો રદિયો તો મધ્યસ્થ દૃષ્ટિથી, શ્રુતિ, યુક્તિ અને અનુભૂતિપૂર્વક અવશ્ય આપવોજ કારણ કે તેમ કરવાથી બીજાઓને એક બીજાના વિચારો જાણીને પછી, પોતાની બુદ્ધિથી નિર્ણય કરવાનો

બીમારી વખતે દવા અને ઓપરેશન વિગેરેથી આરામ કરવા બદલ ડાક્ટરો અને એમના મિત્રોએ **અધર્મ** પ્રાપ્ત કર્યો છે, એમ માનવાને ગાધીજી તૈયાર છે શુ ?

ગાધીજી પોતે કહે છે તેમ—એક ભાઇએ એવી દલીલ ગાધીજી આગળ કરી કે "જેને પ્રાણ આપવાની શક્તિ નથી તે બીજાના પ્રાણ હણી શકે નહિ" આ દલીલને ગાધીજી **અસ્થાને** બતાવે છે અને એનુ સ્થાન સ્વાર્થ ભાવનાથી બીજાના પ્રાણ હણવાનો પ્રસગ હોય, તે બતાવે છે

પરન્તુ આપણે સહજ વિચારી શકીએ તેમ છીએ કે ગાધીજીએ એ રીબાતા વાછરડાને મારવામા ધર્મ છે, એમ માની એને પ્રાણહિન કર્યો, એ જ **'સ્વાર્થભાવના'** છે સ્વાર્થભાવના વિના કયુ કાર્ય મનુષ્ય કરે છે ? પુણ્ય મેળવવાની ઇચ્છા, ધર્મપ્રાપ્તિની ઇચ્છા, કોઇનુ દુ ખ પોતાથી નથી જોવાતુ, માટે તેને મારી નાખી અલગ કરવુ, એ બધી સ્વાર્થભાવનાઓ નહિ તો બીજુ શુ છે ? આપણે પૂછીએ કે **ગાધીજીએ** વાછરડાને પ્રાણથી મુક્ત કર્યો, એ શુ **પરમાર્થભાવનાથી** કર્યો છે ? શુ એ વાછરડો તમારી પાસે યાચના કરી રહ્યો હતો કે—મને પ્રાણથી મુક્ત કરો ? એ વાછરડાની યાચના તો દૂર રહી, એની ભાવના—ઇચ્છા જાણવાનુ પણ તમારી પાસે જ્ઞાન નહિ હતુ તો પછી આવી અવસ્થામા તમે પરમાર્થ કર્યો કે એ કહી જ કેમ શકાય ?

ગાધીજી આવા દુખી પ્રાણીઓને પ્રાણમુક્ત કરવામા જે **ધર્મ** માની રહ્યા છે, તે ન કેવળ પશુપક્ષિઓને માટે જ તેઓ તો મનુષ્ય માત્રને કે જેઓ અસાધ્ય રોગોથી પીડાઇ રહ્યા છે, અને જેમને કદાચ ડોકટરોએ એવી સલાહ આપી હોય, કે હવે આ સાજો નહિ થાય, એ બધાઓને યમરાજના અતિથિ બનાવવામા **ધર્મ** પ્રરૂપી રહ્યા છે

'અહિંસા' ના અજીર્ણની પરાકાષ્ટા આવી પહોચી આ ઉત્કૃષ્ટ (!) ધર્મની સ્હામે દલીલોની જરૂર છે શુ? ભારતવર્ષ અને યૂરોપના દેશોમા હજારો કે લાખોની સખ્યામા રક્તપીત, કુષ્ટ અને રાજ્યક્ષ્મા રોગોથી લોકો પીડાઇ રહ્યા છે, કે જેઓને સાજા થવાની આશા બિલકુલ રાખવામા આવતી જ નથી, કેટલાક સાવાના દર્દના પણ એના રોગીઓ હશે કે જે વર્ષો સુધી દવાઓ કરીને થાક્યા હશે અને પોતાનો રોગ મટવાની આશા છોડી બેઠા હશે, કેટલાક વાયુના ગોળાના પણ એના રોગીઓ હશે કે જેઓ રાતદિવસ એનાથી પીડાઈ રહ્યા હશે, અને કદાચ રોગથી કટાળી બોલી પણ નાખતા હશે કે અરેરે, હવે તો છુટુ તો સારૂ આ બધાઓનો એક ઝપાટે નાશ, એજ ગાધીજીના સિદ્ધાન્ત પ્રમાણે ઉત્કૃષ્ટ ધર્મ રહેલો છે ન કરે નારાયણ, અને ભારતવર્ષના સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે જો ભારતવર્ષને સ્વરાજ્ય પ્રાપ્ત થાય, અને કદાચિત્ પહેલે જ ઝપાટે ગાધીજી જ ભારતના વિધાતા--નાયક

–નેતા–રાજા બને, તો મને લાગે છે કે આ લાખો દુખિયાઓને દુખથી નહિ, પરન્તુ પ્રાણથી મુક્ત કરીને અતૂટ ધર્મનો ખજાનો ગાધીજી ઉપાર્જન કરે બલિહારી છે અહિંસાતત્ત્વના ઉત્કૃષ્ટ ઉપાસકની !

ગાધીજીના આ સિદ્ધાન્તનો પ્રચાર થાય તો હુ નથી સમજી શક્તો કે જે વખતે એક માણસ ભયકર બિમાર હશે તે વખતે તે મરવાનો જ છે, એનો નિર્ણય કોણ કરશે ? ઘણી વખત કોઈ બિમાર મનુષ્યને જોવા માટે ચાર ડાકટરો ભેગા કરવામા આવ્યા હોય, તો તે ચારેમા પણ મતભેદ પડે છે ત્યારે આવી અવસ્થામા ખરો મત કોનો માનવો ? ગાધીજીના સિદ્ધાન્ત પ્રમાણે અતિ ભયકર બીમારીમા પીડિત મનુષ્યને માટે જો એમ લાગે કે આ હવે બચનાર નથી, તો તને ઠાર કરવો, આ સિદ્ધાન્તનો જો પ્રચાર થાય તો એક ભયકર અનર્થ ઉભો થાય જે મારશે તે એમ જ કહેશે કે "તે એવો પીડિત હતો–દુખી હતો કે તેને જીવવાની આશા જ ન્હોતી કદાચિત્ એકાદ ડાકટરનો અભિપ્રાય પણ મેળવી આપે પરન્તુ આમા સાચુ શુ છે ? એનો નિર્ણય કોણ કરી શકે ? અને આનુ પરિણામ પણ કેટલુ ભયકર આવે ? વળી ગાધીજીના આ સિદ્ધાન્તની સ્હામે કોઈ એ દલીલ ઉભી કરે કે–તમે જીવતા પ્રાણીને મારવામા ધર્મ માનો છો, તો અમે એ મરેલ મનુષ્યના શરીરનુ ભક્ષણ કરવામા ધર્મ માનીએ

છીએ," તો તેનો જવાબ ગાંધીજી શો આપશે, તે કઈ જણાવશે?

ગાધીજી એક એ દલીલ આપે છે કે-"જેમ ડાકટર દરદીના સારાને માટે ઓપરેશન કરે છે, તે અહિંસા-ધર્મ પાળે છે, તેમ મારતા પણ અહિંસાનુ પાલન હોઈ શકે" ગાધીજી જેવા મહાત્મા આવી નિર્માલ્ય દલીલ આપીને પણ પોતાના મતનુ સમર્થન કરવા ચેષ્ટા કરે, એ ખરેખર આશ્ચર્ય ઉત્પન્ન કરે છે

ડાકટર ઓપરેશન કરે છે, તે પ્રાણને બચાવવા માટે, મારવા માટે નહિ, એટલા માટે એનો ઇરાદો શુભ છે, અને એ ઈરાદાના કારણે તે અહિંસક કહી શકાય, પરન્તુ આપ શ્રીમાન્ તો પ્રાણને કાઢવા માટે મ્હામા પ્રાણીને મારી નાખવા માટે પીચકારી આપો કે કઇ આપો, એને 'અહિંસાનુ પાલન' શી રીતે કહી શકાય, બેશક, એક અત્યન્ત પીડિત પ્રાણિને એવા ઇરાદાથી કઇ દવા આપો કે તે બિચારો બચી જાય, પરન્તુ આયુષ્ય પૂરૂ થયેલુ હોવાથી માની લ્યો કે તે પ્રાણી ન બચ્યુ, તો પણ તમે અહિંસા-ધર્મ પાળ્યો છે, એમ કહી શકાય કારણ કે તમારો ઈરાદો મારવાનો નહિ હતો-બચાવવાનો હતો, પરન્તુ મારવાના જ ઇરાદાથી ઝેર આપવુ, અને પછી કહેવુ કે એમા પણ 'અહિંસા ધર્મ' પળાય છે, એ તો સરાસર દિવસને રાત કહેવા બરાબર જ કહી શકાય

વળી આત્માને દુ:ખમુક્ત કરવાની ડાકટરની ધારણા અને પ્રાણ હરણ કરનારની એક સરખી કહેવામા આવે છે, તે પણ ઠીક નથી કારણ કે-ડાકટરનો ઈરાદો એ પ્રાણીને દુ:ખ મુક્ત કરવાનો છે, જ્યારે પ્રાણ હરણ કરનારનો ઈરાદો **પ્રાણમુક્ત** કરવાનો છે, કદાચિત્ એમ કહેવામા આવે કે પ્રાણમુક્ત એટલા માટે કરવામા આવે છે કે તે દુ:ખમુક્ત થાય, પરન્તુ એ તો આપણી મનઘડત જૂઠી કલ્પના છે કારણ કે પ્રાણમુક્ત કરવાથી એ જીવ, દુ:ખ મુક્ત થયો છે, એવુ આપણે શા ઉપરથી જાણી શકીએ? એ જાણવાનુ આપણી પાસે કઇ સાધન જ નથી અને એ તો પહેલા જ કહેવામા આવ્યુ છે અને દરેકની લગભગ અનુભવસિદ્ધ વાત છે કે હજારો દુ:ખો એ પ્રાણરક્ષાની આગળ કઇ ચીજ જ નથી દરેક પ્રાણી ગમે તે ભોગે પ્રાણની રક્ષા પહેલા જ ચાહે છે જ્યારે એજ પ્રાણોને આપણે દૂર કરીએ અને એમા 'અહિસા ધર્મ' માનીએ, એના જેટલી વિપરીતતા બીજી કઈ હોય શકે?

ગાધીજી એક તત્ત્વજ્ઞાન એ પણ પ્રકાશે છે કે "મૃત્યુ દડનો જે ડર અત્યારે સમાજમા જોવામા આવે છે તે અહિસા ધર્મના પ્રચારમા ભારે બાધા કરનારી વસ્તુ છે"

બેશક, એ વાત ખરી છે કે મૃત્યુનો ભય મનુષ્યે ન રાખવો અને જેઓ પોતાની જિદગી ધાર્મિક વૃત્તિથી, નૈતિક આચરણથી વ્યતીત કરે છે, એને મૃત્યુનો ભય રહેતો

પણ નથી, પરન્તુ એથી એ સિદ્ધાન્ત ન બની શકે કે ગમે તે માણસ ગમે તેને ગમે તે કારણે મૃત્યુદંડ આપી શકે? માણસે પોતે કેમ વર્તવું, એ પોતાની મુનસફી ઉપર આધાર રાખે છે, પરન્તુ બીજો માણસ પેલાની દુખિત અવસ્થામા એમ સમજીને એને પૂરો કરે કે તે બિચારો દુખથી મુક્ત થાય, તો તે એક ભયકર પાપ જ છે જો ગાંધીજીનો આ સિદ્ધાન્ત સર્વવ્યાપિ થાય તો ખરેખર સૃષ્ટિ એ એક બીજાના ખુનોનું કેન્દ્રસ્થાન જ બની જાય, અને સસારમા 'અહિંસા' જેવી વસ્તુનું નામો નિશાન પણ ન રહે

ગાંધીજી કહે છે કે "આપણા અવિચાર અને આપણી ભીરૂતાને લીધે હું તો ડગલે ને પગલે હિંસા થતી જોઇ રહ્યો છું"

આપણી અજ્ઞાનતા, અવિચાર કે ભીરૂતાના લીધે મનુષ્ય સમાજ કદાચ અનેક હિંસા કરી રહ્યો હશે, પરન્તુ દુખી પ્રાણીઓને પ્રાણથી મુક્ત કરવાની પ્રવૃત્તિથી, એ હિંસા અટકી જશે, એમ શું માનો છો? મનુષ્યસમાજમા અવિચાર છે, તો તેને સદ્વિચારનો માર્ગ બતાવો મનુષ્યો ભીરૂ છે, તો તેમને નિર્ભય બનવાના ઉપાયો યોજાઓ, પરન્તુ મનુષ્યો અવિચાર અને ભીરૂતાથી ઘણી હિંસા કરે છે, માટે દુખી પ્રાણિઓને પ્રાણમુક્ત કરવાની પ્રવૃત્તિ આદરાવવી, એ શું પુરૂષાર્થ છે? એ શું સાચો ઉપાય છે?

સક્ષેપમા કહીએ તો–"કોઈપણ રીબાતા પ્રાણિને જોઇ તેને પ્રાણથી મુક્ત કરવામા ધર્મ છે," એવો જો સિદ્ધાત નિશ્ચિત કરવામા આવે, તો સસારમા પ્રલયની નોબતો વાગતી નજીક જ સભળાય ? તળાવ, નદીઓ અને કુવાના માછલા અને દેડકા બહુ રિબાય છે, કારણકે મ્હોટા પ્રાણીઓ એઓને હેરાન કરે છે–ગળી જાય છે, માટે એને પ્રાણથી મુક્ત કરવા જોઇએ, આ બધુ કેટલુ ભયકર પરિણામ છે, એ સમજવુ જરાપણ કઠિન નથી

ગાધીજીના એજ લેખનુ એક પ્રકરણ 'હિંસક પ્રાણ હરણ' નુ પણ આપ્યુ છે જેમા ગાધીજીના આશ્રમને વાદરાનો ઉપદ્રવ ત્રાસ આપી રહ્યો છે, અને તેથી ગાધીજી વિચાર કરી રહ્યા છે કે–આ ઉપદ્રવ શી રીતે દૂર કરવો ?

બિચારા વાદરાઓ હજુ સુધી ભાગ્યશાળી બની ગ્યા છે કે–જેથી ગાધીજી પોતે કહે છે તેમ હજુ તેઓ 'ઉપાય' શોધવામાજ પડ્યા છે

ગાધીજી પોતાને કૃષિકર તરીકે પણ જાહેર કરે છે અને તેથી એમને કદાચ ખબર હશે કે ખેતી કરનારાઓને વાદરાઓનો અને બીજા જાનવરોનો ઉપદ્રવ વખતો વખત થયા જ કરે છે આથી પણ આગળ વધીને આગ્રા અને મથુરા વૃદાવનમા કદાચ ગાધીજીએ જોયુ હશે કે ત્યાના વાદરા એટલા બધા ચાલાક છે કે પચીસ–પચાસ માણસની પગત જમવા બેઠી હોય, એની વચમાથી આ વાદરા ભાણુ પીરસેલુ ઉપાડી

જાય છે એટલું જ નહિ પરન્તુ દરવાજાની સાકળ ઉઘાડીને દરવાજો ખોલી ત્યાંના વાંદરાને મકાનમાં પેસતા અમે જોયા છે આટલા ઉપદ્રવમાં પણ એ શહેરોમાં લાખોની સંખ્યામાં લોકો રહે છે, વ્યવહાર ચલાવી રહ્યા છે અને મથુરા-વૃંદાવનમાં એટલો ઉપદ્રવ હોવા છતાં લાખો યાત્રાળુઓ જાય છે છતાં હજુ સુધી કોઇએ એક વાંદરાને પણ મારવાનો કે ભગાવવાનો વિચાર કર્યો નથી

પૂર્વ દેશ, કે જે ગુજરાતની અપેક્ષાએ 'અહિંસા'માં નીચો નંબર મેળવે, ત્યાં ન કલ્પી શકાય તેટલો ઉપદ્રવ, હમેશાનો હોવા છતાં હજુ સુધી એક પણ વાંદરાને મારવાને કોઈ તૈયાર નથી થયું, જ્યારે અહિંસા પ્રધાન દેશમાં, અમદાવાદ જેવી અહિંસા પ્રધાન નગરીમાં અને ગાંધીજીના આશ્રમ જેવી પવિત્ર ભૂમિમાં વાંદરાઓનો થોડાક ઉપદ્રવને માટે ગાંધીજી જેવા મહાત્મા છેવટના પ્રયોગની વાતો અને ભાવનાઓ કરી રહ્યા છે, એના જેવો અત્યન્ત પાપનો પ્રસંગ બીજો કયો હોઈ શકે ?

ગાંધીજી એ ઉપદ્રવના નિવારણ માટે સલાહ માગે છે હું કહું છું કે એવી બાબતમાં સલાહ માગવાનો આડંબર કરવો એજ ગાંધીજી જેવાને માટે શોભાસ્પદ નથી એમાં મહત્વ જેવું શું છે ? જો ગાંધીજીના આશ્રમની ખેતીને ખરેખર વાંદરાઓનો ઉપદ્રવ છે, તો તે વાંદરાઓમાંના એકનો પણ નાશ ન થાય, એવી રીતે એક બે કે તેથી વધારે

માણસો રોકી તે ઉપદ્રવ શાન્ત કરી શકે છે અને તેમ છતા જો ગાધીજીને છેવટનો જ ઉપાય લેવાની નોબત આવે તો તે છેટ્લો ઉપાય વાદરાઓને મારવાનો નહિ, પરન્તુ પોતાની તે ખેતીની ભૂમિનો ત્યાગ કરવાનો છે જગલમા આનદ કરી રહેલા નિર્દોષ પ્રાણીઓનો મહાર કરવો, એના કરતા હુ તો કહુ કે-કદાચ લાખોની ઈમારતોનો પણ ત્યાગ કરવાનો પ્રસગ આવે તોયે શું ખોટુ છે? એ બિચારા નિર્દોષ પ્રાણિઓને માટે એટલો પણ ભોગ આપવો શુ ગાધીજી જેવાને માટે અશક્ય છે?

અને જો મનુષ્યોને માટે પણ તે વાદરા ઉપદ્રવકર્તા થતા હોય તો છેવટ તે સ્થાનનો પણ થોડી ઘણી મુદતને માટે ત્યાગ કરવાથી કાર્યસિદ્ધિ થઈ શકે છે પણ તે બધુ ત્યારેજ બની શકશે, જો વાદરાઓને બચાવવાની દૃષ્ટિ હશે

આશા છે કે ગાધીજી ઉપરની બાબતોનો પૂર્ણ વિચાર કરશે, અને પોતે માનેલા 'અહિસાત્મક' ધર્મમા જે હિસાનુ તત્ત્વ છે એને દૂર કરી શુદ્ધ અહિંસાધર્મનુ પાલન કરવા માટે પ્રયત્ન કરશે



# અહિંસાનું અજીર્ણ

## ૨

ગયા અંકમાં આ વિષય ઉપર, ગાંધીજીએ કરેલા વાછરડાના પ્રાણહરણ સંબંધી લખવામાં આવ્યું છે. અહિંસાના ઉપાસક ગાંધીજી, સાક્ષાત્ પ્રાણહરણ કરવામાં જ અહિંસા જોઇ રહ્યા છે, માની રહ્યા છે, અને બીજાઓ પાસે મનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે, એનાં જેવું 'અહિંસાનું અજીર્ણ' બીજું કયું હોઇ શકે ?

ગાંધીજીના એ કૃત્ય અને એ વિચારો ઉપર ઘણા ભાઇઓએ યુક્તિપુરસર ઘણું લખ્યું [illegible]

યુક્તિઓનો જવાબ ગાધીજી વાળી શક્યા છે એમણે જે જવાબ વાળ્યા છે, એના પ્રત્યુત્તરો પણ નીકળી ચૂક્યા છે, એ બધુ તપાસતા હવે જનતાને એ સમજવા જેવુ નથી રહ્યુ કે ગાધીજીએ, આ પ્રકરણમા કેવળ જીદનુ–આગ્રહનુ જ શરણ લીધુ છે કે જેમ કરવુ ગાધીજી જેવા આઝાદીના ઉપાસકને જરાયે શોભાસ્પદ ન કહેવાય

આ દરમીયાન, અમદાવાદમા એક ઔર નાટક ભજવાઈ ગયુ, એણે તો ગાધીજીની અને ગાધીજીના ભક્તોની મનોદશાનુ એક સુદર ચિત્ર ખડુ કર્યું

આપણે સૌ કોઇ જાણીએ છીએ તેમ, ગાધીજી એટલે આ વીસમી સદીના વિચારસ્વાતત્ર્યના સાચા પૂજારી એક અદનામા અદનો માણસ પણ પોતાના વિચાર જાહેર કરવાને અધિકારી છે, એ તો ગાધીજીની ઉદ્‌ઘોષણા ગાધીજી પોતાના શિષ્યોને તો જરૂર જ આ તાલીમ આપે છે, એમ કહેવાય છે પરતુ ગાધીજીના ઉપર્યુક્ત 'અહિસા' સબધી વિચારોની વિરૂદ્ધમા અમદાવાદમા જે સભા કવિવર ન્હાનાલાલભાઇના પ્રમુખપણા નીચે ભરાઇ, અને તે પ્રસગે ગાધીજીના ચેલાચાપટોએ જે ધાધલ મચાવ્યુ–કવિવરને નહિ સાભળવા માટે સભામા જે ભગાણુ કર્યું, એ ગાધીજી અને એમના ભક્તોની મનોદશા જાણવા માટે શુ ઓછુ ઉપયોગી છે? ગાધીજીના ચેલાઓ તે વખતે ભૂલી ગયા લાગે છે કે, આ અમે વિઘ્ન નાખતા નથી, પરન્તુ

કાલે બીજા પ્રસંગે-પોતાના જ પ્રસંગે તેમ કરવાનો પાઠ શીખવીએ છીએ અહિંસાના કહેવાતા આદર્શ (!) ની અહિંમામા તો આવી આવી કેટલીએ ખૂબીઓ ભરેલી હશે, એને સામાન્ય જનતા શુ સમજી શકે ? અસ્તુ

આ તો એક પ્રસંગોપાત્ત કથન થયુ આજે મારે ખાસ જે કહેવાનુ છે તે આ છે

ગાધીજી પોતાની લગભગ બધી દલીલોમા નાકામયાબ નીવડ્યા છે, એમ હવે દીવા જેવુ દેખાયુ છે હવે તેમની એક દલીલ ઉપર ખાસ વધારે વિચાર કરવાનો રહે છે

ગાધીજીના કથનમાથી એક ભાવાર્થ એ નીકળે છે કે—"વાછરડાને મારવામા મારા પરિણામ હિંસા કરવાના નહિ હતા, માટે મને હિંસાનુ પાપ ન લાગે"

આ યુક્તિ ખાસ વિચારવા જેવી છે ગાધીજી આ યુક્તિના સમર્થનમા કહી શકે કે—"मनएव मनुष्याणा कारण बन्धमोक्षयो" બન્ધ અને મોક્ષનુ કારણ મન છે અથાત્ પ્રત્યેક ક્રિયામા મનુષ્ય જેવા જેવા મન પરિણામ રાખે છે, તેવા તેવા પ્રકારે તેને કર્મબધન થાય છે જૈન પરિભાષામા કહીએ તો परिणामे बध અર્થાત્ જેવા પરિણામ, તેવા પ્રકારનો બધ છે અર્થાત્ ગાધીજીના ભાવને સ્પષ્ટ શબ્દોમા કહીએ તો ગાધીજીના કથન પ્રમાણે એમના પરિણામ મારવાના નહિ હતા, પરન્તુ તેને સુખી કરવાના હતા અથવા

દુ ખથી મુક્ત કરવાના હતા, માટે તેમને હિંસાજન્ય પાપ ન લાગવુ જોઇએ આ ગાધીજીનો પૂર્વપક્ષ

આ વાત ઉપર સ્થિર ચિત્તથી વિચાર કરવો જોઈએ છે સસારમા જેટલી જેટલી હિંસાઓ પ્રવર્તી રહી છે, એ બધીમા જો જોવા જઇએ તો કોઈ પણ હિંસામા ' હિંસા ' નો અભિપ્રાય ભાગ્યે જ કોઈમાથી નીકળશે અર્થાત્ જેટલા હિંસા કરનારા છે, તે બધાઓનો આતરિક ઈરાદો તો બીજો જ કઈ હોય છે દાખલા તરીકે—

કસાઇઓ પશુહિંસા કરે છે, તેઓ એમ ધારીને કરે છે કે અમે પશુઓને મારી ગોસ્ત ઉત્પન્ન કરીએ, અને ગોસ્ત ખાવાવાળાઓને પૂરૂ પાડીએ તેઓનુ કામ થશે અને ભેગો ભેગો અમારો પણ રોટલો નીકળશે

ગાધીજીના સિદ્ધાન્ત પ્રમાણે તો આ લોકોને પણ હિંસાનુ પાપ ન લાગવુ જોઇએ ? ગાધીજી આમ માનવાને તૈયાર છે ખરા ?

કદાચ ગાધીજી આમા સ્વાર્થબુદ્ધિ બતાવે એટલે કે કસાઈ લોકોનો પેટ ભરવાનો આમા સ્વાર્થ રહેલો છે, માટે વાછરડાની સાથે તે ન ઘટી શકે પરન્તુ વાછરડામા પણ ગાધીજીનો સ્વાર્થ સધાતો હતો, એ વાત ગાધીજી કેમ ભૂલી જાય છે ? વાછરડાનુ દુ ખ જ્યાસુધી જોઇ શકયા, ત્યાસુધી તેને બચાવી રાખ્યો પરન્તુ જ્યારે તેનુ દુ ખ ન જોઈ

શકયા, ત્યારે તેને પીચકારી આપી હવે હુ બને ન જોઈ શકવુ એ પણ સ્વાર્થ નહિ તો બીજુ શુ છે? તેમ છતા આપણે, બીજુ ઉદાહરણ લઈએ, કે જેમા એકાન્ત પરોપકાર બુદ્ધિજ છે

યજ્ઞાદિ ક્રિયા પ્રસગે પશુવધ કરવામા આવે તેમા તો કેવળ પશુવધ કરનાર-કરાવનારની એકજ દૃષ્ટિ-એકજ અભિપ્રાય હોય છે કે, તે યજ્ઞ કરનાર અને પશુને સ્વર્ગમા પહોચાડવા પરિણામ પ્રમાણે હિંસા-અહિંસાનુ ફળ મળે છે, એમ કહેવામા આવે તો યજ્ઞાદિમા પશુવધ કરનારાઓને હિંસા જન્ય પાપ નજ લાગવુ જોઈએ, બલ્કે આવી હિંસા કરનારાઓ તો કહે છે કે-અમે હિંસા નથી કરતા, બલ્કે ધર્મનુ પાલન કરીએ છીએ ત્યારે આવાઓને ગાધીજી શો જવાબ આપશે? અને જો આમા પાપ ન લાગતુ હોય, હિંસા ન થતી હોય તો પછી ગાધીજીના સિદ્ધાન્ત પ્રમાણે તો અશ્વમેધ, નરમેધ ગૌમેધ વિગેરે કરવામા પણ શી હરકત છે! બસ, મનના પરિણામ સારા હોવા જોઈએ એ જીવોને સ્વર્ગમા પહોચાડવાના પરિણામ હોય તો બસ છે

અને જો આ સિદ્ધાન્ત સત્ય જ સમજવામા આવે તો તો પછી કાલે કોઈ માણસ, એક બીજા માણસનુ ખુન કરે, અને પછી કહેશે કે-તે માણસ બહુ દુષ્ટ હતો, ઘણા જીવોને તકલીફ આપતો હતો-ત્રાસ આપતો હતો, આ માણસને મારીને મે હજારો જીવોને ત્રાસથી બચાવ્યા છે માટે

પ્રમાદ તો અવશ્ય હોય જ આમાની કોઇપણ એક બાબત સિવાય જીવને ઇરાદા પૂર્વક મારી શકાયજ નહિ

આજ પ્રમાદના જુદી રીતે પણ પાચ ભેદ બતાવવામા આવ્યા છે

मज्ज विसयकमाया
निद्दा विगहा य पचमी भणिया
एए पञ्च पमाया
जीव पाडेन्ति समारे ॥

( યોગશાસ્ત્ર–૩ જો પ્રકાશ )

મદિરા, વિષય ( પચેન્દ્રિયના ત્રેવીશ વિષયો ), કષાય ( ક્રોધ, માન, માયા, લોભ ), નિદ્રા અને વિકથા એ પાચ પ્રમાદો જીવને સસારમા પાડે છે–સસાર પરિભ્રમણ કરાવે છે

કોણ કહી શકે તેમ છે કે ઇરાદા પૂર્વક–જાણીને જ કોઇ પણ જીવને મારનાર આ પાચ પ્રકારના પ્રમાદોમાથી કોઇ પણ પ્રમાદને નથી સેવતો ? અને જ્યા પ્રમાદ છે–અર્થાત્ પ્રમાદથી પ્રાણનો નાશ છે ત્યા હિંસા અવશ્ય છે

ટૂકામા કહીએ તો, કોઇપણ જીવને મારવાની બુદ્ધિથી મારવો, એમા હિસા જરૂર છે ગાધીજીએ વાછરડાને માર્યો, તે મારવાની બુદ્ધિથી–ઇરાદા પૂર્વક જ માર્યો છે એ તો નિશ્ચય છે અનિચ્છાથી–આકસ્મિક પ્રાણવધ નથી થયેલો

અને તેથી તેઓને હિસાજન્ય પાપ અવશ્ય લાગ્યુ કહી શકાય હા, ગાધીજી 'પરિણામે બધ' કે 'મારો ઇરાદો સુખ દેવાનો હતો' એવુ તો ત્યારે કહી શકે અને એનો આશ્રય ત્યારે લઇ શકે કે–ગાધીજી વાછરડાની ખૂબ સેવા શુશ્રુષા કરી રહ્યા હોય, અને એને જીવાડવા માટેના ઉપચારો –દવાઓ વિગેરે કરી રહ્યા હોય, પરન્તુ અકસ્માત વાછરડો મરી જાય, અને એ દવાનુ ઉલટુ પરિણામ આવ્યુ હોય તે વખતે તે કહી શકે કે "મારો ઈરાદો મારવાનો નહિ હતો" એક સખ્ત બીમાર માણસને બચાવવાને માટે ડાક્ટર ઓપરેશન કરી રહ્યા છે બનવા જોગે એજ ઓપરેશનમા તે માણસ મરી ગયો ડાક્ટર જરૂર કહી શકે કે–શુ કરૂ ? હુ તો સારાને માટે ઓપરેશન કરી રહ્યો હતો, પરન્તુ એનુ આયુષ્ય નહિ ત્યા હુ શુ કરૂ મારો મારવાનો અભિપ્રાય નહિ હતો એક માણસ પોતાના મિત્રને ત્યા ગયો છે પોતાના મિત્રના ન્હાના બાળકને તે હર્ષથી રમાડી રહ્યો છે અકસ્માત્ છોકરો હાથમાથી પડી ગયો અને મરી ગયો તે વખતે તે કહી શકે કે–શુ કરૂ, હુ રમાડતો હતો ને અકસ્માત્ પડી ગયો ને મરી ગયો મારા મારવાના પરિણામ નહિ હતા (જો કે અહિ રમાડવામા વધારે ઉપયોગ નહિ રાખ્યો, એટલો પ્રમાદ જરૂર ગણાય અને એટલા પ્રમાદ પુરતુ પ્રાયશ્ચિત્ત કહેવાય, પરન્તુ મનુષ્યનુ ખુન કર્યાનુ તો પાપ ન જ લાગે ) જૈન સાધુઓ આહાર વિહારાદિ કરે છે,

સૂત્રોની આજ્ઞા પ્રમાણે–ઉપયોગપૂર્વક–વિધિપૂર્વક ભ્રમણ કરે, આવી અવસ્થામા પણ કદાચિત્ એમના પગથી કોઈ જીવની વિરાધના થઇ જાય, તો તેઓ કહી શકે કે–"શુ કરૂ, ઉપયોગ પૂર્વક ચાલતો હતો, પરન્તુ અકસ્માત્–અનુપયોગથી વિરાધના થઇ ગઈ મારો ઇરાદો એ જીવને મારવાનો–દુ ખી કરવાનો નહિ હતો" પરન્તુ જે ઇરાદાપૂર્વક જ કોઈ જીવનો વધ કરી રહ્યો છે, અને કહે છે કે–'મારા પરિણામ માર વાના નથી હિસા કરવાના નથી' તો તે એક પ્રકારનો વદતો વ્યાઘાત, ખોટો ભ્રમ અથવા શાબ્દિક છલ નહિ તો બીજુ શુ કહેવાય ? ગાધીજી વાછરડાના શરીરાન્ત પછીના સુખનો અભિપ્રાય જણાય છે, પરન્તુ એ તો પહેલા લેખ માજ બતાવવામા આવ્યુ છે કે વાછરડો આ શરીર છોડયા પછીની અવસ્થામા આથી વધારે સુખી થશે, એમ નિશ્ચિત રૂપે ગાધીજી કે કોઇપણ શી રીતે કહી શકે તેમ છે ? કારણ કે ગાધીજી પોતે એ વાત સ્વીકારે છે કે–મનુષ્યનુ જ્ઞાન, એ મર્યાદિત જ્ઞાન છે આવી અવસ્થામા, પ્રત્યક્ષ અનુભવમા પણ આપણે ઘણી વખત ખોટા પડીએ છીએ તો પછી પરોક્ષ–આગામિ જીદગીના સુખ દુ ખની કલ્પના કરવી, એ નરી અજ્ઞાનતા નહિ તો બીજુ શુ છે ? અને આવી આવી આવી કલ્પનાઓ કરીને જો હિસાઓ કરવામા આવે અને એ હિસાઓને અહિસા સમજવામા આવે, તો તો પછી ઉપર આપેલા અનેક દૃષ્ટાન્તોના પ્રસગોમા કોઇને પણ હિસા ન જ લાગવી જોઇએ, પરન્તુ આ માન્યતા ખરેખર

ભૂલભરેલી છે પરિણામ પ્રમાણે હિંસાનો બંધ તો ત્યારે ન પડે, કે જ્યારે ઈરાદાપૂર્વક કોઈ જીવને દુખ અપાતુ ન હોય–જીવવધ થતો ન હોય, પરન્તુ એમાથી આકસ્મિક કઈ વધ થઈ જાય ખાસ ઈરાદાપૂર્વક–મારવાની બુદ્ધિથીજ માગી રહ્યા હોઈએ, અને પછી કહીએ કે મને હિંસાનો બંધ નથી, એ તો ખરેખરી અજ્ઞાનતા છે

આશા છે કે–આટલા વિવેચન પછી ગાંધીજી ‘પરિણામે બંધ’ અથવા ‘અભિપ્રાય પ્રમાણે ફલ’ના સિદ્ધાન્તને બરાબર સમજી પોતાના વિચારો ફેરવશે



( ૪૬ )

# "भिक्षुको भिक्षुकं दृष्ट्वा"

કહેવતો એ પ્રવૃત્તિ-વ્યવહારનુ પ્રતિબિંબ છે સારા અને નરસા વ્યવહારો ઉપરથી-આચરણો ઉપરથી, તદનુકૂળ કહેવતો પડે છે આવી સેકડો-હજારો કહેવતોમાની આ પણ છે -

" भिक्षुको भिक्षुकं दृष्ट्वा श्वानवत् घुर्घुरायते "

એક શેરીનુ કુતરૂ બીજી શેરીના નવા કૂતરાને દેખે, એટલે ઘુરકીયા કરે એની માફક એક ભિક્ષુક બીજા ભિક્ષુકને જૂએ, એટલે ઘુરકીયા કરે ભિક્ષુકોના આપસના ઘુરકીયા જોઈને જ કોઈ કવિને આ પ્રમાણે કથન કરવુ પડ્યુ હશે

આપણે લાખા સમયને ભૂલી જઇએ તો પણ, આપણી સ્હામેથીજ એવો સમય જરૂર પસાર થયો છે અને કોઇ કોઇ સ્થળે હજુ પણ પસાર થઇ રહ્યો છે, કે જેમા આપણે ઉપરની કહેવતની ઝાખી કરી રહ્યા હતા, અથવા કરી રહ્યા છીએ

ભારતવર્ષમા ભિક્ષુકો તરીકે આપણે બે વર્ગને લઇ શકીએ બ્રાહ્મણો અને સાધુઓ, બ્રાહ્મણ, કે જે ચાર વર્ણમા સર્વોત્કૃષ્ટ વર્ણ-પ્રથમ નબરનો વર્ણ કહેવાય છે, એઓને માટે, એમની વરતણકોને અનુરૂપ અનેક કહેવતો અને અનેક કથાઓ પ્રચલિત થઇ ગઇ છે, એ કોઇથી અજાણી નથી આમ થવાનુ કારણ એજ કે, બ્રાહ્મણ, કે જેઓનુ કાર્ય, કેવળ પઠન-પાઠનાદિ હતુ, અને જેઓ વેદ-વેદાદિના અધ્યયનપૂર્વક લોકોને સન્માર્ગ ઉપર લાવતા હતા, તેઓએ પોતાનુ કાર્ય છોડી દીધુ અને નહિ કરવાના કામો કરવા લાગ્યા બ્રાહ્મણ કે જેઓને માટે કહેવામા આવ્યુ છે —

> ये शान्तदान्ता श्रुतिपूर्णकर्णा
> जितेन्द्रिया प्राणिवधान्निवृत्ता ।
> प्रतिग्रहे सकुचिताग्रहस्ता-
> स्ते ब्राह्मणास्तारयितु समर्था ॥

જેઓ શાન્ત, દાન્ત, અને શાસ્ત્રોથી પૂર્ણ કાનવાળા છે, જિતેન્દ્રિય છે અને પ્રાણિઓના વધથી-જીવ હિંસાથી

નિવૃત્ત છે, તેમ જેઓ દાન લેવામા બિલકુલ સકુચિત હાથવાળા છે, તે બ્રાહ્મણો તારવાને સમર્થ છે

શ્રુતિયો અને સ્મૃતિયો તો બ્રાહ્મણોના આ લક્ષણ અને આ કાર્યો બતાવે, જ્યારે બન્યુ તેથી ઉલટુ જ

દાન લેવુ—ભિક્ષાવૃત્તિ કરવી, એ તો બ્રાહ્મણોનુ પ્રધાન કાર્ય બન્યુ છેવટે એમા સફળતા ન મળી, અને પાસે વિદ્યા નહિ, એટલે હલકામા હલકા ધધા પણ બ્રાહ્મણો કરવા લાગ્યા

બીજો વર્ગ ભિક્ષુક તરીકે સાધુઓનો છે હિદુ કે જૈન, બૌધ કે મોહમીદન-તમામ જાતના સાધુઓ ભિક્ષાવૃત્તિ ઉપર નિર્વાહ કરે છે આવા ભિક્ષુકોની સખ્યા વસ્તીની ગણતરી પ્રમાણે ૫૬ લાખથી વધીને ૭૨ લાખની થઈ છે ત્રીસ કરોડ મનુષ્યો ઉપર ૭૨ લાખ સાધુઓ ગુરૂ હોવાનો દાવો કરે છે ગુરૂ એટલે સમાજના તારણહાર, ગુરૂ એટલે ગૃહસ્થોને એમના ધર્મનુ ભાન કરાવનાર ઉપદેશક, ગુરૂ એટલે ત્યાગની મૂર્ત્તિ, ગુરૂ એટલે નિસ્પૃહતાનો નમૂનો આવો ત્યાગી-નિસ્પૃહ વર્ગ જનતા પર કેટલો બધો ઉપકાર કરી શકે પરન્તુ આખા દેશમા જ્યા જૂઓ ત્યા એજ ધ્વનિ સભળાઇ રહ્યો છે કે સાધુઓ-ભિક્ષુકો ભારતનુ અન્ન હરામ કરી રહ્યા છે આમ એક સરખો પોકાર ઉઠવામા કઇક કારણ જરૂર હશે જરા જૂઓ અયોધ્યા, બનારસ, ગયા વિગેરે સ્થાનોને એજ ત્યાગી અને નિસ્પૃહ, એજ ઉપદેશક અને તારણહાર સાધુઓ હાથીયો, ઘોડા, મહેલો, મકાનાતો વિગેરે

રાજા-મહારાજાઓના ઠાઠો ભોગવી રહ્યા છે કરોડોની મિલ-કતો ધરાવી રહ્યા છે મોટરો અને ગાડીઓમા મોજો કરી રહ્યા છે રોજ ' બત્રીસ-ભોજન અને તેત્રીસ શાક ' ની કહેવતોને ચરિતાર્થ કરી રહ્યા છે આપસમા ઘુરકાઘુરકીઓ કરી રહ્યા છે સ્ત્રીઓ અને પૈસા માટે અને છતા કહેવરાવી રહ્યા છે કે-અમે સાધુ છીએ, અમે ગુરૂ છીએ, અમે ભિક્ષુક છીએ

આવી સ્થિતિમા નરી આખે જોનારી જનતા એમ કહે કે "સાધુઓ દેશને ભારભૂત છે, भिक्षुको भिक्षुक दृष्ट्वा श्वानवत् घुर्घुरायते " તો તેમા નવાઈ જેવુ શુ છે ?

પરતુ સમય પલટાણો છે જમાનાએ એ શ્વાનવત્ ઘુર્ઘ-રાયમાન થનારા ભિક્ષુકો-સાધુઓ અને બ્રાહ્મણોની પણ આખો ઉઘાડી છે જમાનાએ એમના કર્ત્તવ્યનુ ભાન કરાવવાની સાન એમને આપી છે એ ભિક્ષુકો અને બ્રાહ્મણો ચેત્યા છે અને પોતાની પ્રાચીન પદ્ધતિ, પોતાના રીત રિવાજો, પોતાની પ્રણાલિકાઓમા ફેરફારો કરવા લાગ્યા છે, એટલુ જ નહિ પરન્તુ જે ભિક્ષુકો-સાધુઓ અને બ્રાહ્મણો-એક બીજાને જોઈ ઘુરકીયા કરતા હતા, એક બીજાનો તિરસ્કાર કરતા હતા, એક બીજાનો રોટલો છીનવી લેવા પ્રયત્ન કરતા હતા, તેઓ એક બીજાની પાસે બેસવાની નોબત ઉપર આવ્યા છે વિચારોની લેણ્ દેણ્ કરવા સુધીની પરિસ્થિતિએ પહોચ્યા છે એ આ જમાનાનો પ્રભાવ નહિ તો બીજુ શુ છે ?

ગત વર્ષમા ગ્વાલીયર રાજ્ય તરફથી માફીદારોની કોન્ફરન્સ ગ્વાલીઅરમા મળેલી, તે વખતે કેટલાક શકરાચાર્યો અને મ્હોટા મ્હોટા સાધુ સન્યાસીઓ તે કોન્ફરન્સમા હાજર થએલા, અને એ માફીદારોમા શિક્ષાનો પ્રચાર શી રીતે થાય ? એ સબધી પરસ્પર વિચારોની લેણ દેણ કરી, ગ્વાલીયર રાજ્ય તરફથી શિવપુરીમા માફીદારોના છોકરાઓ માટે એક **બ્રહ્મચર્યાશ્રમ** ખોલવુ, એવો નિર્ણય કરેલો

થોડા વખતને માટે માની લઇએ કે આ બધા ચક્રવર્ત્તિઓ ( શકરાચાર્યો અને મઠાધિપતિઓ ) રાજ્યની દૃષ્ટિ નીચે કોન્ફરન્સ ભરાએલી, તેથી કદાચ એકપીઠ ઉપર સાથે બેઠા હશે, પરન્તુ હમણા બનારસમા **અખિલ ભારતવર્ષીય બ્રાહ્મણ** કોન્ફરન્સ ભરાઇ, એણે તો ખરેખર ब्राह्मणो ब्राह्मण दृष्ट्वा अथवा भिक्षुको भिक्षुक दृष्ट्वा श्वानवत् घुरघुरायते એ કહેવતને સર્વથા જૂઠી ઠરાવી છે

ઉપર્યુક્ત **" અખિલ ભારતવર્ષીય બ્રાહ્મણ મહાસમ્મેલન "** આસો વદ ૧ થી આસો વદ ૧૧ સુધી મળ્યુ તેમા પ્રારભના ૮ દિવસો સુધી સભામા પાસ કરવાના વિષય ઉપર ચર્ચાઓ જ કરવામા આવી, અને છેલ્લા ત્રણ દિવસોમા ઠરાવો થયા આ મહાસમ્મેલન, કેવળ કોઇપણ એક જ પ્રકારની ઉપાસના કરનારા બ્રાહ્મણોનુ ન હતુ બલકે ભારતવર્ષમા હયાતિ ધરાવતી તમામ જાતના બ્રાહ્મણોનુ આ સમેલન હતુ, આ સમ્મેલનમા

ન કેવળ બ્રાહ્મણોજ, પરન્તુ શુદ્ધિ, વિધવા વિવાહ, અને અછુતોદ્ધાર વિગેરે અગત્યના પ્રશ્નોપર વિચાર કરવા માટે જુદી જુદી પીઠોના અધિપતિ શંકરાચાર્યો, વલ્લભસંપ્રદાયના વલ્લભાચાર્ય શ્રીનાથજીમહારાજ, ગોકુલનાથજી મહારાજ, રામાનુજ સંપ્રદાયના ડાચીમઠાધીશ્વર પ્રતિવાદી ભયંકર શ્રી અનંતાચાર્યજી, આમ જુદા જુદા સમ્પ્રદાયના જુદા જુદા આચાર્યો એકત્રિત થયા હતા તે ઉપરાન્ત બ્રાહ્મણ સમ્પ્રદાયના જુદા જુદા નેતાઓએ પણ આસપાસના સમસ્ત મતભેદોને બાજૂએ મૂકી ઉત્સાહથી ભાગ લીધો હતો અને તે બધાઓના સિરમોર તરીકે કાશીનરેશ, અને દરભંગા-નરેશે પણ ભાગ લઇ આ સમ્મેલનને સર્વતોભાવે સફળ બનાવવા પ્રયત્ન કર્યો હતો

બ્રાહ્મણોના આ સમ્મેલને કયા કયા ઠરાવો કર્યા, અને તેનો અમલ ક્યા સુધી થશે, તે સબંધી મારે અહિં કંઈ પણ કહેવાનુ નથી માત્ર હુ તો એટલુ જ બતાવવા ઈચ્છુ છુ કે જે ધર્માચાર્યો માલદાર છે, પૈસો ટકો રાખે છે, મોટરો અને ટ્રેનોમા બેસે છે, અને પોતપોતાની ગાદીઓના આધિ-પત્યને ભોગવતા બીજાઓને પોતાથી નીચા પદના સમજે છે, તે ધર્માચાર્યો-ભિક્ષુકો પણ પોતાના સેંકડો મતભેદોને ભૂલી એકત્ર થયા હિંદુધર્મની રક્ષાના અગત્યના પ્રશ્નો માટે વિચારોની લેણદેણ કરવા એકત્રિત થયા આસનોની ઉંચ-નીચની તુચ્છ ભાવનાને દેશવટો દઈ સાથે બેઠા તે બ્રાહ્મણો,

વિલખ કરી રહ્યા છે? મ્હોટા મ્હોટા સિંહાસનો ઉપર બેસી ‘ ખડે જાઓ મહેરબાન ’ ની નેકી પોકરાવાળા તે આસનોની ઉંચાઈ–નીચાઈનું મમત્વ મૂકી એક બીજાને સાથે મળે અને વિચારોની લેન દેન કરે, ત્યારે સવા હાથના કાળગીના ટુકડા ઉપર બેસી જમીન ઉપર ત્યાગ વૃત્તિનો પાઠ શીખવનારા ત્યાગીઓ, એ રાગીઓ કરતા પણ વધારે મમત્વમા મુઝાય, એના જેવી કમનસીબી બીજી કઇ હોઇ શકે?

આજે આખીયે જૈન સમાજ સમક્ષ કેટલા અગત્યના પ્રશ્નો ઉપસ્થિત થયા છે, એ કોઇથી અજાણ્યા છે શુ ? ભાઇ મહાસુખભાઇ ચુનીલાલે પ્રામાણિક આકડાઓથી બતાવી આપ્યુ છે તેમ, પ્રત્યેક વર્ષમા આઠ આઠ હજાર જૈનધર્મ પાળનારાઓ ઘટતાજ રહ્યા છે ન કેવળ છેલ્લા પાચ દસ વર્ષમાજ ઘટ્યા છે, પરન્તુ છેલ્લા ત્રણસો વર્ષનો ઇતિહાસ તપાસતા સ્પષ્ટ માલૂમ પડે છે કે–ત્રણસો વર્ષથી આઠ આઠ હજારની સખ્યા પ્રતિવર્ષ ઘટતા ઘટતા આજે સાડા અગિ આર લાખ જેટલી સખ્યા રહી છે આ ઘટતીના સાચા કારણો શોધી, એ ઘટતી અટકાવવાના અને જૈન ધર્મીઓની સખ્યા વધારવાના ચાપતા ઇલાજો લેવાની આવશ્યક્તા શુ નથી ? શું જૈન સાધુઓ કે જેઓ મહાવીરના વડા પુત્રો હોવાનો દાવો કરી મહાવીરને નામે પોતાની બોલાબોલા બોલાવી રહ્યા છે, એમણે એકત્રિત મળીને આ પ્રશ્ન વિચારવો જરૂરનો નથી ? આવી જ રીતે જૈન સમાજના યુવકોમાથી દિવસે દિવસે ધાર્મિક

ભાવના શા માટે ઘટી રહી છે? જૈન સમાજમા કેવી કેળવણીનો પ્રચાર કરવો આવશ્યક છે? જૈન સમાજના યુવકોમા શારીરિક બળ કેળવવા માટે શા શા પગલા લેવા જરૂરના છે? જે જાતિભેદ અને વાડાઓના કારણે જૈનધર્મ પાળનારાઓ પણ દૂર થઇ રહ્યા છે, તે કયા સુધી ઉચિત છે? જૈન સમાજમા વિધવાઓની સખ્યા દિનપ્રતિદિન વધતી રહી છે, તેનુ મૂળ કારણ શુ? અને તે અટકાવવા સમાજે શુ કરવુ જોઇએ? જૈન તીર્થો ઉપર દિવસે દિવસે ધાડો પડતી જ રહી છે, અને કેટલાક તીર્થો તો અત્યારે ઝઘડાના પ્રધાન સ્થાન બની રહ્યા છે, એ તીર્થોની રક્ષા માટે શુ કરવુ આવશ્યક છે? જૈન સમાજમા બેકારી વધતી રહી છે, ગરીબાઈ વધી રહી છે, અને એ ગરીબાઇના કારણે ધર્મનો ત્યાગ આદિ અનેક અનિષ્ટ પરિણામો આવે છે, તો એને માટે શુ કરવુ જોઇએ? અજૈન વર્ગમાથી જૈનધર્મમા આવનારાઓ માટે કેટલી છૂટો અપાવી જોઇએ?

આ બધા પ્રશ્નો શુ ઓછા અગત્યના છે? શુ જૈન સાધુઓ કે જેઓ સમાજના તારણહાર છે, તેઓએ આ પ્રશ્નો વિચારવા જરૂરના નથી? પરન્તુ આવા અગત્યના પ્રશ્નોનો વિચાર, જ્યા સુધી સાધુઓ એકત્રિત મળી ન કરે, ત્યા સુધી તેનો સફળમાર્ગ કદિ લઇ શકાય જ નહિ અત્યારે તો કોઈ સાધુ એક પ્રશ્ન માટે કઇ વિચાર કરે છે તો બીજો સાધુ તે વિચારોની સ્હામે થાય છે, અને તેને તોડ-

વાને માટે જ ભરસક કોશીશ કરે છે આ श्वानवत् घुरघुरायते, નહિ તો બીજુ શુ છે ?

ત્યાગીઓને માટે આ ખરેખર શરમાવનારી બીના છે જગતના રાગીઓ ચેતે, અને ત્યાગીઓ, હજી ચૌદમી સદીમા જીવે એ તો ખરેખર ભારે દુ ખનો વિષય કહેવાય ?

આ પ્રસગે મારે એ પણ જણાવવુ જોઇએ કે જ્યા સુધી આ વિષયમા હુ વિચાર કરી શકયો છુ, આવા ત્યાગી મુનિઓ–ભિક્ષુકો–જૈન સાધુઓ એકત્રિત મળતા નથી, **મુનિ સમ્મેલન** કરતા નથી, એમા કેટલેક અશે **વિઘ્નભૂત ગૃહસ્થો** જ છે કેટલાક ગૃહસ્થોએ, કેટલાક સાધુઓને આગેવાન સાધુઓને પોતાના રમકડા બનાવી રાખ્યા છે, એ મદારિયો જેમ જેમ દોરી હલાવે તેમ તેમ તે સાધુઓએ વર્ત્તવુ જ જોઇએ બીજા શબ્દોમા કહીએ તો ખુશામતપ્રિય એ વીતરાગના સાધુઓ પણ ગૃહસ્થોને એવા આધીન બન્યા છે કે–એમની આજ્ઞા સિવાય ચૂ પણ ન કરી શકે ? અફસોસ છે આવી ત્યાગવૃત્તિ પર ! મહાવીરના વેષમા–નિર્ભય વેષમા–ત્યાગીના વેષમા આવવા છતા આવી પરાધીનતા !

અને એ ગૃહસ્થોએ પણ વિચારવુ જોઇએ છે કે જો તેઓ એ સાધુઓના ચારિત્ર ઉપર જ રાગી છે, તો એમનુ કર્ત્તવ્ય છે કે–એ સાધુઓને વિનયપૂર્વક પણ સત્ય હકીકત સમજાવી શાસનહિતના કાર્યોમા–સમાજની ભલાઈના કાર્યોમા

અગ્રેસર થવા પ્રેરણા કરવી ખરી વાત તો એ છે કે-અને મારો તો લગભગ દૃઢ વિશ્વાસ થઈ ગયો છે કે જો ગૃહસ્થોએ ચોક્કસ સાધુઓને પોતાના વાડાના સાધુ ન બના યા હત, અને એ ગૃહસ્થોએ સાધુઓને શાસનના ભલાની ખાતર પણ, ભક્તિપૂર્વક સાચી હકીકતો સમજાવી હત-કહી હત, તો આજે સમાજની આ દશા કદિ ન થાત આજ નહિં પરન્તુ વર્ષો પહેલા આપણે 'મુનિ સમ્મેલન' જેવા ભાગ્યશાળી થયા હત અને સમાજના જે વિકટ પ્રશ્નો, અત્યારે વધારે વિકટ થતા આપણે જોઈએ છીએ, તે પ્રશ્નો માના ઘણા ખરા તો આપણે ક્યારનાએ હલ કરી શક્યા હત પરન્તુ સમાજની કમનસીબી છે કે-જેના ઉપર-જેના દોર ઉપર સમાજનો આધાર છે, તેઓ પોતે અત્યારે જબરદસ્ત નબળાઈના કેન્દ્રમા પડેલા છે અને એ તો નક્કી છે કે જે સમાજના નેતાઓ ખાડામા છે, એ આખીયે સમાજ ખાડામા છે

માટે મુનિરાજો, આચાર્યો, ઉપાધ્યાયો ચેતો! સમાજના ભલાની ખાતર ચેતો! બીજાનુ દેખીને પણ ચેતો! શરમની ખાતર પણ ચેતો અને સગઠન કરો! વ્હેલા કે મોડા મરવુ તો જરૂર છે પણ કઈક કરીને મરો નામ અમર કરીને મરો શાસનનો વિજયડકો વગાડીને મરો! હજારો કે લાખો માણસોને માસાહાર છોડાવીને મરો! સમાજના દુખિયાઓના દુખ નિવારણ કરીને મરો! વિધવાઓની

વ્હારે ધાઇને મરો ? અશિક્ષિતાને શિક્ષિત બનાવીને મરો !
દેશ વિદેશમા તમારા જ્ઞાનની સુગંધ ફેલાવીને મરો !

આમ મરશો ત્યારે જ મરણ સફલ છે મહાવીરના નામે પોતાની વાહ વાહ ગવરાવી મરવામા મજા નથી સમાજ ધર્મનુ ભલુ કર્યા સિવાય મરવામા સુખ નથી ? **મર્યા પહેલા મળો** એક બીજા આપસમા મળો ! વિચારોની લેણ દેણ કરો સમાજનુ ભવિષ્ય વિચારો ભવિષ્યને માટે સાધુ-સમ્યાનુ બંધારણ બાધો ઉપદેશની ધારા કેવી રીતે વ્હેવરાવવી, એની એક લકીર ખીંચો આપસની ઇર્ષ્યાઓ અને દ્વેષોનો ત્યાગ કરી દો અને પુન પણ કહુ છુ કે–મર્યા પહેલા જરૂર મળો નહિ તો જીવનની આખરે પણ તમારા ઉપર એ કલંક ચોંટેલુ જ રહેશે કે—

" भिक्षुको भिक्षुकं दृष्ट्वा
श्वानवत् घुर्घुरायते " ॥



૪૭ )




જ્યારે જ્યારે જે જે વસ્તુ બગડે છે, ત્યારે ત્યારે તે તે વસ્તુને સુધારવાની જરૂર પડે છે જો તે વસ્તુને ન સુધારવામાં આવે, તો તેનો બગાડો વધતો જાય છે, અને આખરે એ વસ્તુનો સર્વથા નાશ થાય છે

આ સત્ય એટલું બધું સ્પષ્ટ અને જગજાહેર છે કે—એમાં કોઈ પણ માણસ 'કિન્તુ' કહેવાને તૈયાર થઈ શકે નહિ તેમ છતાં, ઘણી વખત જોવામાં આવે છે કે વસ્તુ ગમે

તેટલી સારી હોય, ગ્રાહ્ય હોય, આદરણીય હોય છતા, કોઇ કોઇ વાતનો માણસને એવો દુરાગ્રહ પડી જાય છે કે જેના પ્રતાપે પેલુ દીવા જેવુ સત્ય સ્વીકારવા જેટલુ પણ ઔદાર્ય રહેતુ નથી જૈન સમાજની પરિસ્થિતિનો ઊંડો અભ્યાસ કરનાર સહજ સમજી શકે તેમ છે કે–સમાજનો દિવસે દિવસે હ્રાસ થઇ રહ્યો છે, અનેક પ્રકારના નવા નવા કલેશો ઉદ્ભવી રહ્યા છે, વીસમી સદી જેવા જાગતા જીવતા જમાનામા પણ–ઉદાર જમાનામા પણ જૈનધર્મ–જૈનસમાજ નિંદાઇ રહ્યો છે, એ આપણી ઉપર્યુક્ત મૂર્ખાઇના કારણે છે

રૂઢીના પૂજારીઓ શુ એ વાતને નથી સમજતા કે રૂઢી, એ તો સામાજિક પ્રથા છે ? જ્યારે જ્યારે જેવી જેવી પ્રથાની જરૂરત પડે છે, ત્યારે ત્યારે સમાજ, પોતાની અનુકૂળતાને માટે એક પ્રથા બાધી લે છે વળી સમય જતા એ પ્રથા ઘસાઈ જાય છે, ને નવી ઉત્પન્ન થાય છે આ વસ્તુ સમજે છે, જરૂર સમજે છે, એટલુજ નહિ, પરતુ પોતે પણ કુદરતના એ નિયમને બાધ્ય નિરતર થતા જ આવે છે પુરાણી રૂઢીઓ દૂર કરાવે છે, નવી રૂઢીઓ ઉત્પન્ન કરાવે છે, છતા એમની દૃષ્ટિમા આવી ગયેલો કોઇ સુધારક એમ કહે તો તેઓ કહેવાને તૈયાર થશે કે–" બિલકુલ ખોટી વાત છે જૂની રૂઢીનો નાશ થઇ જ કેમ શકે આજકાલના સુધારકો ધર્મનો નાશ કરવા બેઠા છે નાસ્તિકો છે, અધર્મી છે એમની સાથે અસહકાર કરવો જોઇએ, " ઇત્યાદિ ઇત્યાદિ

આવી આવી મૂર્ખતાભરી વાતો નીકળે ત્યારે વિચારકો અને સમજુ માણસો, એ મૂર્ખતાઇ ઉપર હસે, અથવા એવા ધર્મગુરૂઓની નિંદા પણ કરે તો તેમા અજાયબી જેવુ શુ છે ?

રૂઢીના ગુલામો ગમે તેમ પછાડા કરે, પરતુ શાસનના શુભેચ્છકોએ, ધર્મના પ્રેમીઓએ, સમાજની દાઝ ધરાવનારાઓએ ખૂબ સમજી રાખવાની જરૂર છે કે–સમાજમા સુધારાની અત્યત આવશ્યકતા છે જૈન સમાજની જુદી જુદી સ્થિતિઓનું બારિકાઇથી અવલોકન કરનાર જોઈ શકશે કે–પ્રત્યેક અગમા સડો પેઠો છે, કચરો ભરાયો છે, મેલ ચઢી ગયો છે, અને ટુકમા કહીયે તો સમાજના શરીરમા ખરેખર ક્ષયરોગ લાગુ પડ્યો છે છે કોઇ સુધારનાર ડાકટરો ! છે કોઇ સુધારનાર સાચા સુધારકો !

જગ મદિરોમા પ્રવેશ કરો ! એ શાન્તિના સ્થાનો અશાન્તિના ધામો નથી બન્યા શુ ? પા કલાક એકાન્તમા બેસીને વીતરાગદેવની સુખમુદ્રા સ્હામે દૃષ્ટિ રાખી તમે ધ્યાન કરવા માગો તો થઇ શકે તેમ છે ? ધ્યાન રાખજો, દોષ મદિરનો કે એ વીતરાગદેવની મૂર્ત્તિનો નથી એ દોષ ભક્તોની ભક્તિની ઘેલછાનો છે એમના અવિવેકનો છે ભક્તિની મર્યાદાની અતિરેકતાનો છે આ ઘેલછા સુધારવી જરૂરની નથી શુ ? એ અવિવેક મટાડવો જરૂરનો નથી શુ ? એ અતિરેકતા ઠેકાણે લાવવી જરૂરની નથી શુ ?

જ્યાં શ્રમણાલયો-ઉપાશ્રયોમાં જાઓ જુઓ, એ ઉપાસરા ઉપાસરા છે કે અપાસરા છે? શાન્ત મુખમુદ્રાવાળા મુનિગણોના દર્શન કરતાંજ તમારી ઈચ્છા ન હોય છતાં શિર ઝુકી પડે 'મહાનુભાવ' 'દેવાણુપ્રિય' ઈત્યાદિ મધુર શબ્દોથી અને ભલે શબ્દોનું લાલિત્ય ન હોય, પરંતુ સીધા અને સરલ હૃદયના ઊંડાણમાંથી નીકળતી એ જ્ઞાનમિશ્રિત વાગ્ધારાથી તમારા હૃદયો ભીનાં બની જાય પણ આના બદલે વિકરાળ મુખાકૃતિવાળા મહામુનિરાજને, શેરને પણ શરમાવી નાંખે એવા ડોળા દાઢી ફાડીને તમારી મ્હામે ગર્જના કરતા મહાત્માને, 'બદમાસ' 'દાંભિક,' 'દુષ્ટ,' 'નાસ્તિક,' 'ધર્મભ્રષ્ટ,' અને એથીયે આગળ વધેલી સરસ્વતીના સુભાષિતો સંભળાવતા જુઓ, તો તે અપાસરાઓને પાસરા-સાચા ઉપાશ્રય-શ્રમણાલય બનાવવાની જરૂર નથી શું?

આ તો ઉપાશ્રયનો બાહ્ય દેખાવ પરન્તુ આંતરસ્થિતિ તપાસતાં તો મને એમ જણાય છે—આ મુનિ કે જે એટલે મ્હોટી પેઢીના કારભારી દિનભર ગૃહસ્થોની સાથે જાહેરમાં કે ખાનગીમાં ગામગપોડા ચાલી રહ્યા હોય, દીક્ષાના ઉમેદવારોને સંતાડવા નસાડવા માટે નાનાપ્રકારના પ્રપંચો થઈ રહ્યા હોય, ખાનગી ગૃહસ્થો દ્વારા રૂપિયાની લેવડ-દેવડો થઈ રહી હોય, તેજી-મંદીના તમાસા ચાલી રહ્યા હોય, પુસ્તક, કપડાં, પાતરા, ઓઘા, દંડાસણો વિગેરે ઉપકરણોના પટારા ભરાઈ રહ્યા હોય, અને એવા પ્રકારની

બીજી-ત્રીજી ધમાલો ચાલી રહી હોય તો શુ તે જીવનોમા, તે પ્રવૃત્તિઓમા ફેરફારો કરવાની જરૂર નથી શુ ?

હવે કોઇ ગામમા કોઇ પન્યાસજી કે આચાર્યજી મહારાજ ઉપધાન કરાવતા હોય ત્યા જઈને જુઓ ઉપધાન જેવી આત્મવિકાસ કરનારી તપસ્યા માટે પણ ત્તે ટેક્સ લેવાતા હોય, અને એવી બીજી રીતે જબરદસ્તીઓ કિંવા ગોટાળાપ્રચક ચાલતા હોય, તો શુ ત્યા સુધારાની જરૂર નથી ?

આવી જ રીતે ઉજમણા, પ્રતિષ્ઠા, સંઘો, સ્વામિવાત્સલ્યો અને એવી જે જે ધાર્મિક ક્રિયાઓ ને સમયને જોયા સિવાય, અંધાધુંધી પૂર્વક થતી હોય અને એ ક્રિયાઓ, ભલે ધર્મના ઓઠા નીચે થતી હોય, પરન્તુ એનાથી જો સમાજનુ અહિત થતુ હોય, તો શુ સુધારાની જરૂર નથી ?

સ્પષ્ટ શબ્દોમા કહીએ તો—આજે એકેએક અંગ સડી રહ્યુ છે આજે સમાજના ધનાઢયો, પોતાની દોલતનો પ્રવાહ એવા માર્ગે વહેતો કરી રહ્યા છે કે જેવી સામાજિક દૃષ્ટિએ લાભ થવાને બદલે ઉલટુ નુકસાન થઇ રહ્યુ છે ધનાઢયોને ગરીબ કે સાધારણ વર્ગની જરા પણ ચિંતા નથી સાધુઓ-ખાસ કરીને આગેવાન સાધુઓ પોતાની વાહવાહમા પડ્યા છે અને પોતાની સત્તાનો દોર ચલાવવા તનતોડ મહેનત કરી રહ્યા છે જાતિયોની જાતિયો આપણી નાદરશાહી અથવા બેદરકારીના પરિણામે જૈન ધર્મથી

જરા શ્રમણાલયો-ઉપાશ્રયોમા જાઓ જુઓ, એ ઉપાસરા ઉપાસરા છે કે અપાસરા છે? શાન્ત મુખમુદ્રાવાળા મુનિરાજોના દર્શન કરતાજ તમારી ઈચ્છા ન હોય છતા ગિર ઝુકી પડે 'મહાનુભાવ' 'દેવાણુપ્રિય' ઇત્યાદિ મધુર શબ્દોથી અને ભલે શબ્દોનુ લાલિત્ય ન હોય, પરન્તુ સીધા અને સરલ હૃદયના ઊંડાણમાથી નીકળતી એ જ્ઞાનમિશ્રિત વાક્ધારાથી તમારા હૃદયો ભીના બની જાય પણ આના બદલે વિકરાળ મુખાકૃતિવાળા મહામુનિરાજને, શેરને પણ શરમાવી નાખે એવા ડોળા કાઢી કાઢીને તમારી મ્હામે ગર્જના કરતા મહા માને, 'બદમાસ' 'દાંભિક,' 'દુષ્ટ,' 'નાસ્તિક,' 'ધર્મભ્રષ્ટ,' અને એથીયે આગળ વધેલી સરસ્વતીના સુભાષિતો સભળાવતા જુઓ, તો તે અપાસરાઓને પાસરા-સાચા ઉપાશ્રય-શ્રમણાલય બનાવવાની જરૂર નથી શુ?

આ તો ઉપાશ્રયનો બાહ્ય દેખાવ પરન્તુ આન્તરસ્થિતિ તપાસતા તો મને એમ જણાય કે—આ મુનિરાજ એટલે મ્હોટી પેઢીના કારભારી દિનભર ગૃહસ્થોની સાથે નાહે રમા કે ખાનગીમા ગામગપોડા ચાલી રહ્યા હોય, દીક્ષાના ઉમેદવારોને સતાડવા નમાડવા માટે નાનાપ્રકારના પ્રપચો થઇ રહ્યા હોય, ખાનગી ગૃહસ્થો દ્વારા રૂપિયાની લેવડ-દેવડો થઈ રહી હોય, તેજી-મદીના તમાસા ચાલી રહ્યા હોય, પુસ્તક, કપડા, પાતરા, ઓઘા, દડાસણો વિગેરે ઉપકરણોના પટારા ભરાઇ રહ્યા હોય, અને એવા પ્રકારની

બીજી-તીજી ધમાલો ચાલી રહી હોય તો શુ તે જીવનોમા, તે પ્રવૃત્તિઓમા ફેરફારો કરવાની જરૂર નથી શુ ?

હવે કોઈ ગામમા કોઇ પન્યાસજી કે આચાર્યજી મહારાજ ઉપધાન કરાવતા હોય ત્યા જઈને જુઓ. ઉપધાન જેવી આત્મવિકાસ કરનારી તપસ્યા માટે પણ જો ટેક્સ લેવાતા હોય, અને એવી બીજી રીતે જબરદસ્તીઓ કિંવા ગોટાળાપચ્ચક ચાલતા હોય, તો શુ ત્યા સુધારાની જરૂર નથી ?

આવી જ રીતે ઉજમણા, પ્રતિષ્ઠા, સઘો, સ્વામિવાત્સલ્યો અને એવી જે જે ધાર્મિક ક્રિયાઓ જો સમયને જોયા સિવાય, અધાધુધી પૂર્વક વતી હોય અને જે ક્રિયાઓ, ભલે ધર્મના ઓઠા નીચે વતી હોય, પરન્તુ, એનાથી જો સમાજનુ અહિત થતુ હોય, તો શુ સુધારાની જરૂર નથી ?

સ્પષ્ટ શબ્દોમા કહીએ તો—આજે એકેએક અગ સડી રહ્યુ છે આજે સમાજના ધનાઢયો, પોતાની ઉદારતાનો પ્રવાહ એવા માર્ગે વહેતો કરી રહ્યા છે કે જેથી સામાજિક દૃષ્ટિએ લાભ થવાને બદલે ઉલટુ નુકસાન થઇ રહ્યુ છે ધનાઢયોને ગરીબ કે સાધારણ વર્ગની જરા પણ ચિંતા નથી સાધુઓ-ખાસ કરીને આગેવાન સાધુઓ પોતાની વાહવાહમા પડ્યા છે અને પોતાની સત્તાનો દોર ચલાવવા તનતોડ મહેનત કરી રહ્યા છે જાતિયોની જાતિયો આપણી નાદરશાહી અથવા બેદરકારીના પરિણામે જૈન ધર્મથી

વિમુખ થઇ ઇતર ધર્મોમા ભળી રહી છે, સાધુઓમા સડો પેઠો છે, વૈમનસ્ય વધ્યુ છે, શિષ્યલોભની માત્રામા એટલો બધો વધારો થયો છે કે એની આગળ ધર્મની નિંદા એ કઇ ચીજ સમજવામા આવતી નથી સગઠન અને વૈરા ગ્યના અભાવે નવયુવક સાધુઓ સમુદાયોથી અલગ પડી અનેક પ્રકારના અધર્મો ફેલાવી રહ્યા છે સામાજિક કુરૂ ઢિઓ પણ એટલી બધી વધી પડી છે કે જેના પાપથી આખો સમાજ ડૂબી રહ્યો છે કેળવાયલો વર્ગ વાતો કર વામા–બીજાના છિદ્રો જોવામા–કાઢવામા શૂરાપૂરા છે, પરન્તુ કરવુ ધરવુ કઇ નથી ગૃહસ્થોના પક્ષપાતો, અને સાધુ ઓની ઇર્ષ્યાઓના કારણે આપણી સસ્થાઓ પણ શિથિલ તામા જીવી રહી છે એક તરફથી આખા દેશમા, બાળકો અને નવયુવકોમા શારીરિક સમ્પત્તિઓ પ્રાપ્ત કરાવવા માટેના આન્દોલનો ચાલી રહ્યા છે, જ્યારે જૈનસમાજના ધર્મગુરુઓ એમાયે પાપ માની એનો વિરોધ કરી રહ્યા છે સાધ્વીઓની સસ્થા, કે જે સસ્થા, વ્યવસ્થિત રૂપે અને ઉપયોગિતાપૂર્વક કામ કરતી હોય, તો આખા સમાજની સ્થિતિ સુધારી શકે, તે સસ્થા તો અત્યારે સાવ નિરૂપ યોગી બલ્કે ભયકર હાનિકર્તારૂપ હોય, એવુ કેટલાકોના દિલમા ભાસી ગ્યુ છે આપણી કોન્ફરન્સ જેવી સસ્થા બધ થવાના પ્રમાદે ચાલી રહી છે મદિરોની મિલકતો જૂઓ તો ટ્રસ્ટીઓના તાગડાધિન્નાના કામમા આવી રહી છે ન તેના હીસાબો કે ન તેના ખીતાબો !

આમ એકે એક અગનુ બારિકાઇથી અવલોકન કરીયે તો ખરેખર સમજાય છે કે—પ્રત્યેક અગમા સુધારાની જરૂર છે પ્રત્યેક અગમા પેઠેલો સડો દૂર કરવાની જરૂર છે પ્રત્યેક અગમાથી કૂડો-કચરો કાઢવાની જરૂર છે

પણ એ સુધારો કરે કોણ ? એ સડો કાઢે કોણ ? સુધારકો સાચા સુધારકો જ એ કામ કરી શકે અને અતએવ સાચા સુધારકોની સમાજમા આવશ્યકતા છે સાચા વીરોની જરૂર છે, આત્મભોગીઓની જરૂર છે બળવાખોરોની જરૂર છે, એક એક અગને બારીકાઇથી તપાસનારા દીર્ઘ દષ્ટિઓની જરૂર છે

આ સુધારકો સાચા સુધારકો જોઇએ, પરન્તુ સુધારક થવુ એ કઇ છોકરાઓના ખેલ નથી સુધારક થવું, એટલે આદર્શ બનવુ, સુધારક થવુ એટલે ત્યાગની મૂર્ત્તિ થવુ સુધારક બનવુ એટલે બે ફિકર ફકીર થવુ

જ્યા સુધી સાચા સુધારક ન બનાય, ત્યા સુધી પોતાના કાર્યની સફળતાની આશા રાખવી એ આકાશથી પુષ્પ મેળવવાની આશા રાખવા બરાબર છે હવે સાચો સુધારક તે છે કે-જે પહેલા સ્વય સુધરે છે પોતાના જીવનને પહેલા સુધારવુ, એ સુધારકના ક્ષેત્રનુ પહેલુ પગથીયું છે અનીતિમય જીવન ગાળનાર, પોતાના-સાધુ કે ગૃહસ્થ-ધર્મથી દૂર થનાર સુધારક કદિ બની શકતો નથી હૃદયની સાચી દાઝથી

ઘણા ખરા તો 'સુધારકોના ખા' મા ખપવુ છે, અને વખત આવે "ચઢ જા બેટા સૂળીપર, અલ્લા અચ્છા કરેગા" વાળી કહેવતને ચરિતાર્થ કરતા જોવાય છે સવા ખાડી બોલવા કરતા સવાપાસેર પણ કરી બતાવવું, વધારે સારૂ છે

સુધારકો! જાગ્રત થાઓ મહાવીરના શાસનમા અત્યારે સાચા સુધારકોની ઘણી જરૂર છે ડગલે ને પગલે જરૂર છે આજે જૈનધર્મ ગુજરાત અને કાઠિયાવાડના એક ખાબોચિયામા જઇ પડયો છે, તેને બહાર કાઢી દેશદેશાતરમા રેલાવનારા-પ્રચાર કરનારા સુધારકોની જરૂર છે જૈન સમાજમા કેટલાક સાધુઓ અને ધનાઢ્ય ગૃહસ્થો તરફથી જે ગુરૂડમવાદ ચાલી રહ્યો છે, એ ગુરૂડમવાદનો દોર તોડી નાખવા માટે સુધારકોની જરૂર છે રૂઢીવાદે જૈન ધર્મને ખરેખર ઝાંખો પાડયો છે, કલકિત કર્યો છે, એ રૂઢીવાદનો ઉચ્છેદ કરવા માટે સુધારકોની જરૂર છે

સુધારકો! તમારી કયા જરૂર નથી? મહાવીરની સાચી ભાવના, મહાવીરના ધર્મની સાચી ઉદારતા આજે તમે કયા જૂઓ છો? એ સાચી ભાવના અને સાચી ઉદારતા પૃથ્વીપટ પર મૂકવા માટે બહાર પડો

પણ જરા ધ્યાનમા લેશો? પહેલા જ કહી ચુકયો છુ કે સુધારક થવુ એ સ્હેલુ નથી પહેલા સ્વય આદર્શ બનવાનુ છે પહેલા સ્વય સુધારવાનુ છે, પછી બીજાને કહેવા જવાનુ છે બીજાને કહેવા જતા ઘણી ઘણી મુશ્કેલીઓના

સામના કરવા પડશે ઘણા ઘણા તિરસ્કારો અને અપમાનો સહવા પડશે જાતિબહાર કે સઘબહારના ડોળા તમને ડરાવી મારશે 'નાસ્તિકો', 'અધર્મિઓ', 'મિથ્યાત્વીઓ' 'ધર્મધ્વસકો'ના વજ્રમય બાણો તમારી છાતીમા સૂસગ નીકળે, એવી રીતે તમને આવી વળગશે છાતી મજબૂત રાખજો દૃઢ પ્રતિજ્ઞ થજો સગઠન બળ વધારીને બહાર આવજો અને પેલા લૂથર કે લૂથરના સાથી સુધારકોને પૂછીને બહાર આવજો કે સુધારાના ક્ષેત્રમા બહાર પડતા-મેદાને જગમા ઉતરતા તેમને કેટલી મુશ્કેલીઓ પડી હતી ખૂબ ધ્યાનમા રાખજો કે—

"એ રૂઢી-રાક્ષસી મારતા મહાભારતો લઢવા પડે,
એ જ્ઞાતિ કિલ્લા તોડતા બહુ જગ ખેડાવા પડે.
સાચુ સ્વાતત્ર્ય માધતા કઇ બત્રીસા દેવા પડે,
પૂછો લૂથર-સુધારકોને, આગમા બળવા પડે.

આટલુ સામર્થ્ય, આટલી દૃઢતા હોય તો સુધારક થજો અને સુધારા કરવા બહાર આવજો વિજય જરૂર છે!



( ૪૮ )

# જંગલી જાનવરોની હિંસા

એક દેશી રાજાએ પોતાના શહેરમાંના કૂતરાઓનો નાશ કરવા ત્રણ ચાર શિકારીઓ રાખી ધર્મસ્થાનકો હોય કે બજાર હોય, હિંદુવાડો હોય કે મુસલમાનવાડો હોય, જ્યાં કૂતરૂં દેખાય, તેને ગોળીથી વિંધી નાખવાનો હુકમ કાઢેલો. સ્વર્ગસ્થ ગુરુદેવ વિજયધર્મસૂરિ મહારાજે, એ પ્રજાના દુશ્મન રાજાને જ્યારે તેની એ ક્રૂરતા–નિર્દયતા દૂર કરવા સંબંધી ઉપદેશ આપ્યો, ત્યારે તેણે એક વિચિત્ર જવાબ આપેલો, આજ પણ અગિયાર વર્ષે મને યાદ છે

કૂતરાની જાતિ મનુષ્યની જાતિ સાથે ન હોવી જોઈએ રાત્રે બૂમો પાડે છે, અને તેથી મારી અને પ્રજાની નિદ્રામા ભંગ થાય છે" કેટલો વિચિત્ર જવાબ? વચનની નિર-કુશતાની કંઈ હદ છે? પોતે તો ગામથી લગભગ ચારેક માઇલ દૂર રહેતા, છતા ગામના કૂતરાની રંજાડ એમને હેરાન કરતી પ્રજા તો બિચારી એ કૂતરાને રોટલા ને શીરો ખવરાવી પાલન કરતી આખરે યુક્તિવાદમા એ રાજાજી લાજવાબ બન્યા, ત્યારે કહે "ભલે હુ નરકે જાઉં" બસ ખલાસ! છતા ગુરુદેવે તો એ જવાબ આપેલો કે "ના, એ નહિ બને નિઃસ્વાર્થતાપૂર્વક તમને સાચે સાચુ સમજાવી, અમે તમને સત્યનુ ભાન કરાવીશુ અને નરકે જતા અટકાવીશુ" અસ્તુ

આ તો માત્ર એક પ્રસંગની વાત હતી પરન્તુ અહિં કહેવાનુ જે છે તે આ કે જેઓ કૂતરાને મારી નાખી કૂતરાની જાતિનો નાશ કરવા ઇચ્છે છે-ઈચ્છયા છે-હજારો પ્રયત્નો કરી ચૂક્યા છે, તેઓ પોતાની ઇચ્છાને કદિ પણ પૂરી પાડી શક્યા નથી એ અને એમના કદાચ બાપદાદાઓ પણ કૂતરા મારતા આવ્યા હશે, પરન્તુ કૂતરા તો એટલા ને એટલા જ, બલ્કે એથી વધારે જ જોવાયા છે

એક શિકારી રાજવીની સાથે વાત થતા, એમને પૂછવામા આવ્યુ કે-"તમે હરિણ અને સસલા જેવા નિર્દોષ જંગલની શોભારૂપ જાનવરોનો શિકાર શા માટે કરો છો?

એ તમારૂ શુ બગાડે છે ? ” પોતે કેવળ શોખની ખાતર જ એ નિર્દોષ પ્રાણીઓનો શિકાર કરે છે, છતા જાણે કે યુક્તિ વાદમા હુ હગવી દઉં, એમ ધારી જવાબ આપે છે –“ હરિણુ, એ અમારી ખેતીને ઘણુ નુકશાન પહોચાડે છે માટે એ જાતિનો નાશ કર્યેજ છુટકો ”

આનો ઉત્તર સીધો અને સરલ જ છે ભારતવર્ષમા શિકારીઓનો પાર નથી શિકારો વર્ષોના વર્ષોથી થતા આવ્યા છે, છતા હરિણની જાતિનો કોઇપણ દેશમાથી નાશ થયો કોઇએ જાણ્યો છે ? એટલુ જ નહિ પરન્તુ જે પ્રાન્તમા હરિણોનો શિકાર કરવામા આવે છે, એ પ્રાન્તમા, બીજા–નહિ શિકારવાળા પ્રાન્તો કરતા વધારે ઉપજ થાય છે, એમ કહેવાનુ સામર્થ્ય તેઓ કરી શકે તેમ છે ? એકજ દેશી રાજ્ય જોધપુર ચોક્કસ વર્ષો પહેલા, જ્યારે કે તે રાજ્યમા હરિણાદિનો શિકાર નહિ થતો હતો, ત્યારે અત્યારની અપેક્ષાએ તે વખતની પ્રજા શુ દુખી હતી ? શુ તે વખતે અનાજ નહિ પાકતુ હતુ ? ન કેવળ જોધપુર જ, જ્યા જ્યા પહેલા શિકારો નહિ થતા હતા, અને અત્યારે થઇ રહ્યા છે, એ બધા સ્થાનોમા અત્યારના કરતા પહેલા અનાજ ઓછુ પાકતુ હતુ, અથવા તે વખતના મનુષ્યો દુખી હતા, એવુ કહેવાને કોઈપણ સમર્થ થઈ શકે તેમ નથી બલ્કે વસ્તુસ્થિતિ તો તેથી ઉલટી જ દેખાય છે એટલે કે પહેલાનો પાક, એ અત્યારે પાક રહ્યો જ નથી પહેલાનુ સુખ,

એ અત્યારે સુખ રહ્યુ જ નથી શિકારો કરીને જાનવરોનુ અસ્તિત્વ ઓછુ કરી પૂર્ણ અનાજ ઉત્પન્ન કરવાની ભાવના રાખવાવાળા, એથી ઉલટુ જ અનુભવી રહ્યા છે

આથી જરા આગળ વધીએ 'મનુષ્ય જાતિમા એક એવો વર્ગ છે કે-જેઓ એમ માને છે કે-વાઘ, ચિત્તા, સાપ, વિછી વિગેરે જાનવરો કે-જેઓ મનુષ્યજાતિને ફાડી ખાય છે, મનુષ્યને ડખ મારીને વેદના ઉત્પન્ન કર છે, બલ્કે પ્રાણ પણ લઈ લે છે, એવા જાનવરોને તો જરૂર મારવા જોઇએ અને તેમ કરીને તેનુ અસ્તિત્વ ઘટાડી દેવુ જોઇએ

આવુ માનનારો વર્ગ ઘણો મ્હોટો છે, બલ્કે જેઓ માસાહાર નથી કરતા, શિકાર નથી કરતા, અને જીવદયાના હિમાયતી કહેવરાવે છે તેઓમા પણ છે ઘણા ક્ષત્રિયો, બ્રાહ્મણો, અને વૈશ્યો પણ-કે જેઓ શિકારાદિમા નથી માનનાર, અને પોતાને પરમ ઈશ્વરભક્ત કહેવરાવે છે, તેઓ પણ ઉપરની વાતમા માને છે અને કદાચિત્ એવા હિંસક પ્રાણીને પોતે નથી મારતા, તો પણ બીજાની પાસે મરાવવામા, કિંવા કોઇએ માર્યો હોય તો તેની અનુમોદનામા અધર્મ-પાપ તો નથી જ માનતા કારણ કે-તે જાનવરોનુ અસ્તિત્વ એ મનુષ્યજાતિને માટે ભયકર માને છે તે જાનવરાને, તેઓ મનુષ્યજાતિના ગુન્હેગાર સમજે છે અને ગુન્હાની શિક્ષા આપવી, એ કર્ત્તવ્ય સમજે છે

આવી હિંસાના સબધમા ખાસ વિશેષ વિચાર કરવો આવશ્યક છે ખાસ ખાસ વિચારવાની બાબતો આ છે

૧ આવી હિંસામા હિંસાજન્ય પાપ લાગે છે કે કેમ ?

૨ આવી હિંસા કરવાનો મનુષ્યનો હક્ક છે કે કેમ ?

૩ આવી હિંસાથી જે ફાયદા મનુષ્યો ધારે છે, તે ફાયદા થાય છે કે કેમ ?

હિંસાનુ લક્ષણ બાધવામા આવ્યુ છે द्वेप बुद्धया अन्यस्य दु खोत्पादन हिंसा, દ્વેષબુદ્ધિથી બીજાને દુ ખ ઉત્પન્ન કરવુ, એનુ નામ હિંસા છે

મનુષ્ય આવા જીવોને માટે વિચારે છે કે–આ જીવો અમારા દુશ્મન છે, અમારી માલ–મિલકતો કિંવા અમારી મનુષ્ય જાતિને નુકશાન કરે છે અમારા પ્રાણ હરે છે, આ ભાવના જ તે જીવો પ્રત્યેનો દ્વેષ જાહેર કરે છે અને એ દ્વેષ બુદ્ધિથી એ જીવોને દુ ખ પહોચાડવુ, એમા જ જ્યારે હિ મા છે, તો પછી એ જીવોના પ્રાણ હરણ કરવા, એમા ભયકર હિ સા હોય, એમા વિચારવા જેવુ જ શુ છે ? બલ્કે પ્રાણોને હરણ કરવા એ ન કેવળ હિ સા જ છે, બલ્કે ક્રૂરતા છે રૌદ્ર ધ્યાનની પરાકાષ્ટા છે એના રૌદ્ર પરિણામથી જીવ મહાપાપમા ડૂબે, એમા આશ્ચર્ય જેવુ જ શુ છે ?

હવે હિ સાની બીજી વ્યાખ્યા કરીએ प्रमादात् प्राणव्यपरोपण हिंसा પ્રમાદથી કોઈ પણ પ્રાણનો નાશ કરવો, એનુ

નામ હિંસા છે ઉપર્યુક્ત જીવોની હિંસામા સ્વાર્થ સ્પષ્ટ છે પોતાના સ્વાર્થની ખાતર નિર્દોષ પ્રાણિઓને મારવામા પ્રમાદ પ્રત્યક્ષ છે સ્વાર્થથી કષાય ઉત્પન્ન થાય છે અને કષાય એ પાચ પ્રમાદ પૈકીનો એક પ્રમાદ છે એટલે એ વ્યાખ્યાની દષ્ટિએ જોતા પણ હિંસાજન્ય પાપ અવશ્ય લાગે છે

બીજો વિચાર હક્ક સબધી કરવાનો છે મનુષ્ય જાતિ એ એક ઉચ્ચ જાતિ છે બીજા પ્રાણિઓ કરતા મનુષ્ય જાતિમા કેટલીએક બાબતોની વિશેષતા છે, અને એ વિશેષતાના કારણે તેથી હલકી કોટીના જાનવરોને મારવાનો તેને હક્ક પ્રાપ્ત થાય છે એ માનવુ જ એક પ્રકારની અઘટિત સ્વતત્રતા અથવા જુલ્મ છે એમ તો મનુષ્ય જાતિમા પણ એક એકથી ચઢીઆતી શક્તિઓવાળા મનુષ્યો દેખાય છે, પરન્તુ એ અધિક શક્તિઓવાળા મનુષ્યો હિન શક્તિ-વાળા મનુષ્યોને મારી નાખવાના સિદ્ધાત પ્રચલિત કરે તો જગતમા કોઇને જીવવાનુ સ્હેતુ જ નથી મનુષ્ય જાતિનો પણ સહાર જ થઈ જાય માટે એ યુક્તિ બિલકુલ બિન પાયાદાર છે કે "અમારી પાસે વધુ શક્તિઓ છે, માટે અમે તેનો નાશ કરીએ" એ તો પોતાના સહાર માટેનુ નિમત્રણ છે

એક દલીલ એમ કરવામા આવે છે કે "તે જાનવરો અમારૂ નુકસાન કરે છે, માટે તેને મારવાનો અમારો હક્ક છે" આજ યુક્તિને આગળ કરી સિંહ, વાઘ, સાપ,

વિંછી અને છેવટે માકડ સુધી જીવોને પણ ઘણા ખરા લોકો મારવાને ઉદ્યુક્ત થાય છે

પરન્તુ પ્રાણિઓના સ્વભાવ સબધી બહુ બારિકાઈથી વિચાર કરનારાઓને માલૂમ હશે કે વાઘ અને સિંહ જેવા ક્રુરમા ક્રુર પ્રાણિને પણ મનુષ્ય, એક ભયકરમા ભયકર જાનવર તરીકે દેખાય છે સ્પષ્ટ શબ્દોમા કહીએ તો મનુષ્ય જ, એક એવુ ભયકર પ્રાણી છે, કે સસારના તમામ પ્રાણિઓ તેનાથી ભય પામે છે મનુષ્ય જાતિ એક સાથે રહે છે એટલે એને પરસ્પરસ એક બીજાનો ભય નથી લાગતો, પરન્તુ એ જગલોમા, કદરાઓમા, દરોમા અને પત્થરોની શિલાઓની નીચે સુખથી લપાઈ રહેલા જાનવરો જ્યારે મનુષ્યને જુએ છે, ત્યારે તેના જીવન ઉપર એક ભયકર વાદળ ઘેરાઈ આવ્યુ હોય એવુ એને જણાય છે એ વાતની ખબર મનુષ્યને ભાગ્યે જ રહે છે અને જ્યા સુધી એ ઝેરીલી કે હિંસક જાનવરો પણ આવા ભયથી વ્યાકુલ નથી થતા ત્યા સુધી તે મનુષ્ય જાતિ ઉપર હુમલો નથી જ કરતા એવા હજારો મનુષ્યો આપણે જોઇએ છીએ કે જેઓ જગલોમા રાત દિવસ વિચરે છે એવા અનેક મનુષ્યોના ઉદાહરણો આપી શકાય તેમ છે કે જેઓના શરીરો ઉપર સાપ અને વિંછી ફરી વળ્યા હશે પરન્તુ તેઓને કઇક પણ ઇજા નથી પહોચાડી ઘણા માણસો વીંછીને પોતાના શરીર ઉપર ફેરવે છે બીજાઓ અજાયબીમા ગરકાવ થાય છે, કહે છે

કે "આણે તો મત્રથી એ વિંછીના ડખનુ ઝેર મારી નાખ્યુ છે, તેથી તે હાથ ઉપર ફેરવે છે" પરતુ તે એક જાતનો ભ્રમ છે વીંછીની ચામડીમા એક એવા પ્રકારની વિશેષતા છે કે જો તેની પીઠ ઉપર એક અશ માત્ર પણ સ્પર્શ થશે તો તે ઝટ પોતાનો ડખ ઉપાડી એ સ્પર્શ થયેલી વસ્તુ ઉપર મારશે જ્યા સુધી એની પીઠ ઉપર સ્પર્શ ન થાય ત્યા સુધી તે ડખ નહિં જ ઉપાડે અને એનુ જ એ કારણ છે કે કેટલાક મનુષ્યો બહુ સાવધાનતાપૂર્વક વીંછીને પોતાના શરીર ઉપર ફેરવે છે આવી રીતે સાપ વિગેરે જાનવરો પણ જ્યા સુધી કોઈ પણ જાતના ભયમા નથી આવતા ત્યા સુધી તે ડખ નથી જ મારતા

જ્યારે વસ્તુસ્થિતિ આ છે તો પછી, આપણે, એ જાનવરો આપણું નુકસાન પહોચાડનાર છે, આપણો જીવ લેનારા છે, એમ માનવુ, એ એક પ્રકારનો જુલ્મ નહિ તો બીજુ શુ છે? મનુષ્યજાતિને જરા પણ હાનિ ન પહોચે, એવા પ્રકારના ભક્ષ્યથી પોતાનુ ગુજરાન ગુજારી રહેલા એ નિર્દોષ પ્રાણિઓને, પોતાનુ દુ:ખ નહિ કહી શકનારા જાનવરોને કેવળ પોતાના સ્વાર્થની ખાતર કે શોખની ખાતર આ સસારથી વિદાય કરી દેવા અથવા વિદાય કરી દેવાની બુદ્ધિ રાખવી, એ તો અક્ષમ્ય ગુન્હો જ કહી શકાય

એ જગલી જાનવરોને પોતાના ગુન્હેગાર સમજનારા ખરેખર ભૂલ કરે છે ભયમા આવ્યા વિના તેઓ કોઇના

ઉપર હુમલો કરતા નથી, બલ્કે વાઘ, ચિત્તા વિગેરે એ જગલી જાનવરો તો મનુષ્યજાતિથી હમેશા દૂર જ રહે છે જેઓ આપણાથી બિચારા નાસતા ભાગતા ફરે છે, અને મનુષ્યજાતિથી છુપાતા ફરે છે, તેઓને ગુન્હેગાર માનવા એ કેટલો અન્યાય છે? હરણ જેવા જાનવરો જગલનુ ઘાસ ખાઈને જીવન વ્યતીત કરે છે, કે જેથી મનુષ્ય જાતિનુ કઈ નુકસાન જ નથી બલ્કે ઘાસ ખાવુ, એ તો પોતાની ગરીબાઈ–દીનતા પ્રકટ કરવા બરાબર છે જે ગજાએ એક રાજાના હજારો માણસોની કત્લ કરી હોય, અને લાખો–કરોડો રૂપિયાનુ નુકસાન કર્યું હોય, છતા તે જ રાજા જો મ્હોમા ઘાસનુ એક તૃણ લઈને સ્હામે આવે તો તેના બધા ગુન્હાઓ માફ કરી તેને અભયદાન આપવામા આવે છે એક ક્ષણભર ઘાસ લઈને આપણી આગળ પશુ બની આવનાર કટ્ટર દુશ્મનને પણ છોડી દેવામા આવે છે, ત્યારે હમેશા આપણી સામે ઘાસ ખાઈને રહેનારા, અરે આપણાથી ભયભીત થઈને જગલમા નાસી જનારા જાનવરોને મારવાનો હક્ક કહેવો, એ કેટલુ બધુ ઘોર અન્યાયીપણુ છે

હવે એક બાબતનો વિચાર કરવાનો રહે છે અને તે એ કે જગલી જાનવરોની હિસાથી જે ફાયદો મનુષ્યો ધારે છે, તે ફાયદો થાય છે કે કેમ?

જગલી જાનવરોનો નાશ કરવામા મનુષ્યો મુખ્ય એ

વિચારે છે કે જગલી જાનવરોને મારી નાખવાથી અસ્તિત્વ ઓછુ થઇ જશે, અને તેથી તેના નિમિત્તે થતુ મનુષ્યોનુ મરણપ્રમાણુ ઓછુ થશે

મનુષ્ય જાતિ પોતાની મૃત્યુ સખ્યા કમ કરવાને માટે, એ જીવોનો નાશ કરવાનો જે પ્રયોગ કરી રહી છે, તે આજની નથી સાપ, વિછી, વાઘ, સિહ અને એવા જગલી જાનવરોને મારવાની પ્રવૃત્તિ કઈ આજની નથી એ તો અનાદિકાળથી ચાલી રહી છે છતા હજુ સુધી એ જગલી જાનવરોની જાતિનો સર્વથા નાશ થયો હોય, એ કોઈપણ દેશનો, કોઈપણ સમયનો ઈતિહાસ બતાવે છે ખરો ? કદાપિ નહિં બલ્કે આ પ્રયોગોમા તો ગમે તેવા હિંસામા માનનારાને પણ સ્પષ્ટ જણાયુ છે કે–'બીજાના નાશમા પોતાને સુખ માનવુ, એ ભયકરમા ભયકર ભૂલ છે જગલી જાનવરોનો નાશ કરીને મનુષ્યજાતિ પોતાના સુખની ઈચ્છા રાખે છે, એ અજવાળામાથી અધારામા જવાનો પ્રયત્ન કરે છે

ઘણા લોકોને ખબર નહિ હોય કે ખુદ ગવર્નમેન્ટ મોટા મોટા ઇનામો કાઢીને જગલી જાનવરોનો નાશ કરાવે છે એટલા માટે કે મનુષ્ય જાતિના મૃત્યુ એનાથી ઓછા થાય

પરન્તુ આ પ્રયોગમા એ લોકો કેટલા બધા નિષ્ફળ નીવડ્યા છે, એ 'ગેઝેટ ઓફ ઈન્ડીયા' મા ગવર્નમેન્ટ

ઓફ ઇન્ડિયા ’ ના સેક્રેટરીએ જે વક્તવ્ય પ્રકાશિત કર્યુ છે, તે ઉપરથી સ્પષ્ટ થાય છે

સને ૧૯૨૭મા ગવર્નમેન્ટે ૧૩૯૦૦૦ રૂ જગલી જાનવરોનો શિકાર કરવાવાળાઓને ઈનામ આપ્યા ૧૨૫૦ રૂ સાપને મારવાવાળાઓને ઈનામ આપ્યા આ ઇનામના પરિણામે ૨૫૫૦૦ જગલી જાનવરોનો અને ૫૭૦૦૦ હજાર સાપોનો નાશ કરવામા આવ્યો

આટલો દ્રવ્યવ્યય કરીને આટલા જીવોની હિંસાનુ પરિણામ શુ આવ્યુ છે તે આપણે જોઇએ

જે વર્ષમા ૧૪૦૨૫૦ રૂપિયા તે જગલી જાનવરો અને સાપોને મારવામા ખરચાયા છે તેજ વર્ષ એટલે સ ૧૯૨૭ મા જગલી જાનવરો અને સાપોના કારણે ૨૧૩૫૪ માણુસોના મૃત્યુ નોધાયા છે, જેમા ૨૨૮૫ માણુસો વાઘ વિગેરે જગલી જાનવરોના કારણે અને ૧૯૦૬૯ સાપોના કારણે ખુબી તો એ છે કે–

સ ૧૯૨૫ મા ૧૯૬૨ માણુસો જગલી જાનવરોએ ખાધા, સ ૧૯૨૬ મા ૧૯૮૫ માણુસો ખાધા, જ્યારે જે વર્ષમા એક લાખ ઓગણચાલીસ હજાર રૂપિયા ખરચીને ૨૫૫૦૦ જગલી જાનવરોનો સહાર કરવામા આવ્યો છે, તે વર્ષમા ૨૨૮૫ મનુષ્યોનો સહાર તે જગલી જાનવરો દ્વારા થયો છે અને ૧૯૦૬૯ મનુષ્યો સાપો દ્વારા મર્યા છે

ઉપરના સરકારી આકડાઓ ઉપરથી કોઈ પણ વાચક સહજ સમજી શકે તેમ છે કે પ્રતિ વર્ષ જગલી જાનવરોનો સહાર જેમ વધારે વધારે કરવામા આવ્યો છે, તેમ તેમ તે જગલી જાનવરો દ્વારા મનુષ્યોનો સહાર વધારે વધારે વઈ રહ્યો છે

અર્થાત્ જેમ જેમ જાનવરોને વધારે મારવામા આવે છે, તેમ તેમ તે જાનવરોની સખ્યા વધતી જ જાય છે આફ્રિકાદેશમા વાઘ સિંહ ઘણા થાય છે લગભગ તે દેશના રહેવાસીઓ મોટે ભાગે શિકારી છે શિકારો ખૂબ થાય છે, છતા આફ્રિકા તો એવોને એવોજ વાઘ-સિહનો દેશ રહ્યો એનુ અસ્તિત્વ હજુ સુધી ઓછુ નથી થયુ

મારવાના પ્રયોગમા આનાથી વધારે નિષ્ફળતા બીજી કઇ હોઈ શકે ? કહેવાની કઇક જ આવશ્યક્તા નથી કે જેમ જેમ જીવોની હિંસા વધારે કરવામા આવે, તેમ તેમ તેની ઉત્પત્તિ વધતી જ જાય છે એક સામાન્યમા સામાન્ય અનુભવની વાત છે કે જે લોકો માકડને મારતા નથી તેઓના ઘરોમા કવચિત્ જ માકડ થતા આપણે જોઇએ છીએ, જ્યારે મારનારાઓ ભાગ્યે જ માકડના ઉપદ્રવોથી બચેલા રહે છે જે પ્રાન્તો અને ગામો હિંસક છે, હિંસા કરનારાઓની વસ્તી વધારે છે, એ પ્રાન્તો અને ગામોમા એવા ઝેરીલા જાનવરોની ઉત્પત્તિ વધારે જ હોય છે, અને તેનાથી તેના મૃત્યુ પણ વધારે થાય છે

( ૪૯ )




મારા વ્હાલા વીર યુવકો !

હમણા થોડા દિવસ ઉપર ગુરૂકુળ–ગુજરાનવાલાના કેટલાક યુવકો પરીક્ષા આપવાને અહિ (શિવપુરી) આવેલા, તેઓએ મને કહ્યુ હતુ કે "જૈન યુવક મંડળ પંજાબ"નુ અધિવેશન થવાનુ છે તે ઉપર સંદેશ મોકલશો

હુ શો સંદેશ મોકલુ ? સમાજ અને દેશની પરિસ્થિતિ સ્વય 'સંદેશ'નુ કાર્ય કરી રહી છે, જેને આખ છે તે

આસુ વહાવે છે, હૃદય છે તે રૂવે છે, અને બુદ્ધિ છે તે વિચારમા પડેલ છે ચિતામા ચૂર થઈ રહેલ છે હુ શુ બતાવુ ? શુ સમાજ અને દેશની પરિસ્થિતિ તમારાથી છાની છે ?

ભાઈઓ, જગદ્દગુરૂ શ્રી હીરવિજયસૂરીશ્વરજી મહારાજના સમય પછીથી જૈનસમાજની કમનસીબીનુ ચક્ર પ્રારભ થયુ છે તે દિવસથી આજ સુધી પ્રતિ વર્ષ આઠ આઠ હજાર જૈનોની સખ્યા ઘટી રહી છે તે મોટરો અને હવાઈ જહાજોમા ઉડવાવાળાઓને નહિ, પરન્તુ તમારા ધર્મગુરૂઓને–જૈન મુનિરાજોને પૂછો કે–જૈનસમાજની આર્થિક સ્થિતિ કેવી છે ? તે મુનિરાજોને નહિં, જેઓ મ્હોટા શહેરોમા રહીને લક્ષાધિપતિયો અને કોટ્યાધિશોના ઘરોમા જ ગોચરી જતા હોય અને જેઓ પોતાના માનેલા થોડા ભક્તો પાસે ઉજમણા, ઉપધાન, અને સઘ તથા એવી બીજી ધૂમધામો કરાવી પોતાની વાહ વાહ પોકરાવતા હોય પરન્તુ તે મુનિરાજોને પૂછજો કે–જેઓ ન્હાના મ્હોટા બધા ગામોમા વિચરે છે અને લુખી રોટલીનો ટુકડો કે જે મળ્યું તે વ્હોરી ઉદરપૂર્ત્તિ કરે છે આજે સમાજના સેકડો યુવકો આર્થિક કઠિનતાઓના કારણે શિક્ષામા આગળ વધી શકતા નથી આજ હજારો અસારી વિધવા બ્હેનો પોતાના ચારિત્રની રક્ષા અને ઉદર નિર્વાહ કરી શકે, એવા સાધનોના અભાવથી અત્યાચારિયોના હાથે પડી પોતાનો ધર્મ અને જીવન નષ્ટ કરી રહી છે આજ હજારો નવયુવકો કોઈ પણ ધધા રોજગારના અભાવે બેકાર બનીને નાના પ્રકારના અધર્મોનુ

આચરણ કરી રહ્યા છે આજ અનેક પેટા જાતિયો અમારી જાતીય સંકુચિતતાના કારણે જૈનધર્મને છોડી છોડીને અન્ય-ધર્મોમા ભળી રહે છે મિત્રો ! શું બતાવું ? જૈન સમાજના પ્રત્યેક અંગમા સડો પેઠો છે આ સડો નહિ દૂર કરવામા આવે તો, મારો પૂર્ણ વિશ્વાસ છે કે જૈન સમાજનો મૃત્યુ-ઘંટ બિલકુલ નજદીકજ સાભળવામા આવશે

પરન્તુ ભાઈઓ, આ સડો કાઢે કોણ ? એનો સુધારો કરે કોણ ? એના માટે મારો તો સંપૂર્ણ વિશ્વાસ કેવળ **તમારા ઉપરજ છે–સમાજના નવયુવકો ઉપર છે** મારી તો આજે વર્ષોથી એ શ્રદ્ધા બેઠેલી છે કે–અમારી સમાજના નવયુવકો યદિ સમાજમા આન્દોલન ઉભું કરશે તો અવશ્ય દશ–પાંચ વર્ષોમા આશાતીત પરિવર્તન જોઇ શકાશે પરન્તુ મને માફ કરવામા આવે, હું આની સાથે સાથે એક ઔર વાત કહી લેવા ચાહું છું

અમારા નવયુવકોમા પ્રાય એક દોષ જોવામા આવે છે તે આ છે " બોલે છે બહુ અને કરે છે થોડુ " મારૂ નમ્ર મન્તવ્ય છે કે હવે ખાલી બોલવાનોજ સમય નથી રહ્યો હવે તો કાર્ય કરવું જોઇએ છે દાક્ષિણ્ય અને ભીરૂતા એને દૂર કરીને સમાજના ઉદ્ધારના જે જે ઉપાયો માલૂમ પડતા હોય, તે તે ઉપાયોને હાથમા લેવા જોઇએ અને તે ઉપાયોને–તે વસ્તુઓને સૌથી પહેલા પોતાના આચરણમા લાવીને પછી જગતની સ્હામે રાખવા જોઇએ

એક સમય હતો, જ્યારે સાધુઓમા ઘણીજ શિથિલતા પ્રવેશ કરી ગઇ હતી તે વખતે મહાપ્રતાપી આનદવિમલસૂરિ બહાર આવ્યા, જેમણે ઘોર તપસ્યાઓ અને શુદ્ધ ચારિત્ર પાલન કરીને ચુપચાપ વિચરી જગતને બતાવ્યુ કે 'સાધુ **ધર્મ આ છે.'** કહેવાની કઇજ આવશ્યકતા નથી કે યદિ તેઓએ આચરણમા ઉતાર્યા સિવાય કેવળ ઉપદેશ આપવામાજ સાધુ સસ્થાનો ઉદ્ધાર માન્યો હત તો તેમના આદર્શ જીવનથી જે સુધારો થયો, તે સુધારો એકલા ઉપદેશથી ન જ થાત

ભાઇઓ, આપણાથી ભલે થોડુ થાય પરન્તુ કઈને કઈ કરી બતાવીને જ બીજાના ઉપર પ્રભાવ નાખવો જોઇએ ઘરમા બેસીને વાતો કરીએ, કે સભાઓના પ્લેટફોર્મો ઉપર ચઢીને લેકચરો ઝાડીએ, એની અપેક્ષા આપણે આપણા કર્તવ્યથી-આચરણથીજ કઇક કરી બતાવીએ, તો તે વિશેષ લાભકર્તા થઈ પડે છે

બેશક, વિચારોનો પ્રચાર કરવાને માટે સમયાનુસાર વ્યાખ્યાનાદિની પ્રવૃત્તિ પણ ઉપયોગી અવશ્ય છે, પરન્તુ તે ત્યારેજ શોભે છે જ્યારે આપણે તે પ્રમાણેનુ વર્તન શરૂ કર્યું હોય આચરણ વિનાનો ઉપદેશ શા કામનો છે?

મિત્રો, ઉઠો, ઉભા થઈ જાઓ હવે પ્રમાદમા પડી રહેવાનો સમય નથી સમાજને માટે સ્વાર્થ ત્યાગી બનો તમારી શક્તિયોનો-વિચારોનો ઉપયોગ સમાજ અને ધર્મને

માટે કરો ધર્મના પ્રચારને માટે (સામ્પ્રદાયક ધર્મ નહિ પરન્તુ મહાવીરના ઉદાર ધર્મના પ્રચારને માટે) યાહોમ કરીને બહાર આવો તમારા ઉપરજ સમાજની નૌકાનો આધાર છે અને વીસમી સદીના વેગથી પાર કરો ?

પરન્તુ એક વાત જરા કહી લેવા દેજો

તમને માલુમ હશે કે સેવાનુ કાર્ય જેવુ વિકટ છે, એવુ ભાગ્યેજ બીજુ કોઇ કાર્ય હશે સેવાના ક્ષેત્રમા ભય કર કાટાઓ છે સેવાના ક્ષેત્રમા મ્હોટી મ્હોટી ખાઇઓ છે સેવાના ક્ષેત્રમા મીણના દાતોથી લોઢાના ચણા ચાવવાના છે ખુબ યાદ રાખજો, કઠિનાઇયોના પહાડો પાર કરવાના છે તમને એવા એવા પ્રસગો ઉપસ્થિત થશે જે વખતે તમે નિરાશ થઇને તમામ કાર્યોથી અલગ થઇ બેસવાની નોબત ઉપર આવી જશો જેઓના કલ્યાણને માટે તમે તમારી આહુતિ આપતા હશો, તેઓ પોતે તમને તિરસ્કારશે તમારી સેવાને ધુતકારશે તનને દૂર થવાનુ કહેશે, પરન્તુ વીરના પુત્રો ! કઇ હરકત નહિ જેણે કાર્ય કરવુ છે, જેણે સમાજ ધર્મ અને દેશની સેવા કરીને પોતાના જીવનને સાર્થક બનાવવુ છે, તેણે ન સ્તુતિની આશા રાખવી ને ન નિદાની પરવા કરવી નિદા અને સ્તુતિ એ તો ભિન્ન ભિન્ન મનુષ્યોની ભિન્નભિન્ન મિલકતો છે ભલા, પોતપોતાની મિલકતોની તેઓ દુકાનો ખોલે, તેમા આપણે શા માટે હર્ષ શોક કરવો ? જેની પાસે જે માલ હોય, તે તેજ ધરે આપણે તો આપણુ કામ કરતા રહેવુ

જોઇએ કામ કરવાની ભાવના રાખનારાઓને માટે ક્ષેત્ર ઘણુ વિશાળ પડયુ છે, એટલા માટે મિત્રો ! આવો, બહાર આવો, અને સમાજ તથા ધર્મની સેવાને માટે મેદાને જગમા ઉતરો અને તમે તમારા કર્ત્તવ્યથી બતાવી આપો કે—

આદર મળો યા ના મળો,
અમને કશી પરવા નથી,
ત્યમ ફળ મળો, યા ના મળો,
તે જાણુવા ઇચ્છા નથી
કર્ત્તવ્ય કરવા જન્મ આ,
દિનરાત તેમા રત રહી,
ઋણુમુક્ત વિશ્વ થકી થવા,
કર્ત્તવ્ય કરવુ છે અહિં

શાસનદેવ તમને જૈન સમાજ અને જૈનધર્મની સેવા કરવાનુ સામર્થ્ય અર્પે અને તમારી ઇચ્છાઓ પૂર્ણ થાય, એજ અતરની અભિલાષા



( ૫૦ )




વધારે નહિ, માત્ર પચીસ વર્ષ ઉપરની જ વાત છે જે મહાવીરદેવને આપણે જગદુદ્ધારક માનીએ છીએ, જેઓને આપણે ચરમતીર્થંકર ભગવાન્ તરીકે ઓળખીએ છીએ તે મહાવીરનો જન્મદિવસ કયો છે, એની યે ઘણાઓને ખબર ન્હોતી અને કેટલાક તો એમ જાણતા હતા કે ભાદરવા શુદિ ૧ નો દિવસ એ ભગવાનનો જન્મદિવસ છે કારણ કે તે દિવસે કલ્પસૂત્રની વાચનામા જન્મોત્સવ માન વામા આવે છે પરન્તુ હવે જૈનસમાજની તે અજ્ઞાનતા દૂર થઈ છે આખી યે ત્રિલોકીમા જે વખતે દેવલોકના દેવો અને

દેવેન્દ્રોએ તેમ મૃત્યુલોકના મનુષ્યોએ જન્મોત્સવ ઉજવ્યો હતો, એ દિવસ-મહાવીર પ્રભુનો એ જન્મદિવસ તો ચૈત્ર શુદિ ૧૩નો છે, એટલુજ નહિ, પરન્તુ એ ચૈત્ર શુદિ ૧૩ના દિવસને જૈનસમાજે પોતાનો એક પરમપવિત્ર દિવસ માની, તે દિવસે ભગવાન મહાવીર દેવની જયન્તી ઉજવવાનો પણ ખાસ્સો પ્રચાર કર્યો છે કહેવાની કઈ આવશ્યકતા નથી કે-છેલ્લા પચીસ વર્ષોમા 'મહાવીર જયન્તી' લગભગ સર્વત્ર ન્હાના કે મોટા પાયાથી ઉજવવામા આવે છે આ દિવસનુ માહાત્મ્ય ન કેવલ સ્વામિવાત્સલ્યાદિ કરવા પૂરતું જ રાખ્યુ છે, પરન્તુ આ દિવસ, એ જૈનોના નહિ પરન્તુ *આખા યે આર્યાવર્તના એક ઉદ્ધારક મહાન્ પુરૂષનો જન્મ* દિવસ હોવાની ખાતરી રાજ્યાધિકારીઓને પણ કરી આપી છે અને તેનુજ એ કારણ છે કે-કેટલાક દેશી રાજ્યોએ રાજ્યના જાહેર તહેવાર તરીકે આ દિવસને માન્ય રાખ્યો છે

આટલુ હોવા છતા પણ આપણે ભગવાન્ મહાવીર દેવની 'વાસ્તવિક જયન્તી' ઉજવવાથી તો હજારો ગાઉ પાછા છીયે, એ વાત મહાવીરના પ્રત્યેક અનુયાયીએ બરાબર સમજવી ઘટે છે ભગવાન્ મહાવીર એટલે કોણ? ભગવાન્ મહાવીરનું મહત્ત્વ કેટલુ? ભગવાન મહાવીરના સિદ્ધાન્તો એ કઇ કોટીના સિદ્ધાન્તો? આ બધી બાબતોનો જ્યારે જ્યારે વિચાર કરવામા આવે છે, ત્યારે આપણને સ્પષ્ટ સમજાય છે કે, ભગવાન્ મહાવીરની જયન્તી આપણે જે આકારમા ઉજવીએ છીએ, મહાવીર ભગવાનની જયન્તી નિમિત્તે આપણે અત્યાર

સુધીમા જે કાઈ કર્યું છે, તે સમુદ્રની અપેક્ષાએ એક બિંદુ સમાન પણ નથી ભગવાન્ મહાવીર, એ એકેન્દ્રિયથી લઈને પચેન્દ્રિય સુધીના, કીડીથી લઈને ચક્રવર્તિ કે ઈન્દ્ર સુધીના ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ ધર્મી કે ઘોરમા ઘોર પાપી, વ્હાલામા વ્હાલો મિત્ર કે કઠોરમા કઠોર દુશ્મન, ફૂલની માળાઓ પહેરાવનાર પૂજક, કે ખડ્‌ગ લઈ મારવા ધાનાર હત્યારો–દરેકના ઉપર એક સરખો સમભાવ રાખનાર, સૌનુ યે કલ્યાણ ચાહનાર, સૌને કલ્યાણનો માર્ગ બતાવનાર દયાની મૂર્ત્તિ ભગવાન્ મહાવીરના સિદ્ધાન્તો, એટલે રાગ–દ્વેષની હોળીને શાન્ત કરનાર શીતળ જળ ભગવાન્ મહાવીરનો સિદ્ધાન્ત, એટલે જેમા કોઈના પણ ઉપર આક્ષેપ–વિક્ષેપ વિના માત્ર વસ્તુ-ધર્મનુ પ્રતિપાદન કરનાર નિર્દોષ સંદેશ

આવા પરમ ઉપકારી મહાવીર પ્રભુની જયન્તી, માત્ર એક દિવસ સભા ભરી ભાષણો કરવામા પરિસમાપ્ત થાય? પૂજા ભણાવવા કે વરઘોડા કાઢવા માત્રમા એની સાર્થકતા થાય? કદાપિ નહિ ભગવાન્ મહાવીર જયન્તી તો ત્યારેજ ઉજવી કહેવાય, કે જ્યારે આપણે એ મહાવીરનો સંદેશો પ્રત્યેક ગામ, પ્રત્યેક ઘર, પ્રત્યેક મનુષ્યના કાન સુધી પહોચાડીએ અને ભગવાન્ મહાવીરની જયન્તી તો ત્યારેજ ઉજવી કહેવાય કે, આપણે આપણામાના રાગ–દ્વેષોને દૂર કરીએ ભગવાન્ મહાવીરની જયતી તો ત્યારેજ ઉજવી કહેવાય કે આપણે આપણા મમત્વ–અહંપદના કારણે મહાવીરના ધર્મને કલંકિત કરી રહ્યા છીએ, એનાથી દૂર થઈએ આપણા તીર્થોના

ઝગડાઓ શાન્ત કરીએ, આપસના વૈમનસ્યોને દૂર કરીએ આપણી તે સંકુચિતતાઓ, કે જે સંકુચિતતાઓના કારણે મહાવીરના છત્ર નીચે આશ્રય લઇ રહેલા હજારો ભાઇ-બ્હેનો તે છત્રથી દૂર થઇ રહ્યા છે અને જે સંકુચિતતાના કારણે હજારો ભાઈ-બ્હેનો એ છત્રની શીતલ છાયાનો આશ્રય લેવા તલસી રહ્યા છે, પરન્તુ લઇ શકતા નથી, તે સંકુચિતતાઓ દૂર કરીએ અને મહાવીર દેવના એ છત્રને પાછુ ખડુ કરીએ કે જેની નીચે કોઇપણ દેશનો, કોઈ પણ જાતિનો, કોઇપણ સમ્પ્રદાયનો માણસ, અરે ગમે તે આવીને એનો આશ્રય લઈ શકે

જ્યા સુધી આ કાર્ય આપણે ન કરીએ ત્યા સુધી સાચી મહાવીર જયન્તી આપણે ઉજવી છે, એમ કદાપિ માની શકાય નહિ

પરન્તુ મારે દિલગીરી સાથે જણાવવુ પડે છે કે મહાવીર પ્રભુની આવી વાસ્તવિક જયન્તી ઉજવવાના પ્રથમ પગથીયે પણ આપણે પહોચ્યા નથી આ પ્રથમ પગથીયુ છે-મહાવીર ભગવાનનુ **જીવન ચરિત્ર** જગતના કર્ણ-ગોચર કરાવવુ

કયા છે ભગવાન મહાવીરદેવનુ એક પણ ભાષામા એક પણ મહાવીર ચરિત્ર, કે જે આપણે કોઈપણ અજૈનને હાથમા ધરી શકીયે ? મહાવીર કોણ હતા ? મહાવીર એ જગદુદ્ધારક શા માટે ? આજથી અઢી હજાર વર્ષ ઉપર

દેશની પરિસ્થિતિ શી હતી ? તે વખતે મહાવીરે જન્મ ધારણ કરીને શો પુરૂષાર્થ કર્યો ? એમના ઉપદેશમા–સિદ્ધાન્તમા ખાસ ખુબીઓ શી હતી ? આ વસ્તુનુ ભાન જ્યા સુધી કોઇપણ મનુષ્યને ન થાય, ત્યા સુધી તે મહાવાર કે મહાવીરના સિદ્ધાન્તોનો અનુરાગી બનીજ કેમ શકે અને તેટલા માટે જૈનસમાજનુ સૌથી પહેલુ કર્તવ્ય કઇ હોય તો તે **મહાવીર ચરિત્ર** તૈયાર કરવુ તે છે

જો કે સામાન્યત અનેક મહાવીર ચરિત્રો લખાયા છે પરન્તુ જો નિષ્પક્ષપાત રીતિથી કહેવાની મને છૂટ મળે તો સ્પષ્ટ કહેવુ જોઈએ કે–ભગવાન મહાવીરસ્વામીનુ ચરિત્ર જે દૃષ્ટિથી જેવા સ્વરૂપમા લખાવુ જોઇએ અને અત્યારના જગતને આકર્ષક કરનારૂ થઈ પડે, એવુ એક પણ ચરિત્ર લખાયુ નથી

ભગવાન્ મહાવીર એ કોઈ સામાન્ય વ્યક્તિ નહિં હતા કે–જેના માટે ગમે તેમ એક કથા લખી કાઢી એટલે તેનાથી કામ સરે ભગવાન મહાવીરના જીવન ઉપર ન કેવળ એમના વ્યક્તિત્વનો, પરન્તુ આખા જૈનધર્મની ઉત્કૃષ્ટતાનો આધાર રહેલો છે ન કેવળ ધર્મનો પરન્તુ આખા ઇતિહાસની સત્યતાનો આધાર રહેલો છે આવા ચરિત્રને માટે કેવળ એક બે વ્યક્તિઓનુ જ્ઞાન અને સમય કઈ કામ કરી શકે તેમ નથી આવા ચરિત્રને માટે કઇ બે પાચ હજારનો વ્યય કામ કરી શકે તેમ નથી આવા અપૂર્વ

સર્વાંગપૂર્ણ ચરિત્ર લખાવા માટે મોટી યોજના હાથ ધરવાની જરૂર છે

મારા નમ્ર મત પ્રમાણે એક યોજના હુ નીચે ઉપસ્થિત કરૂ છુ

૧ એક મડળ એવુ સ્થાપન કરવુ જે 'મહાવીર ચરિત્ર મડળ' ના નામે ઓળખાય

૨ આ મડલના બે વિભાગ રહે (૧) લેખકમડળ (૨) સહાયકમડળ

૩ લેખક મડળમા પાચ કે સાત વિદ્વાનો જોડાય જેમા

 ૧ આગમના અભ્યાસી,

 ૨ બૌદ્ધ અને હિંદુસાહિત્યના અભ્યાસી

 ૩ ઐતિહાસિક વિદ્વાન્

 ૪ પાશ્ચાત્ય બધી ભાષાઓનો વિદ્વાન્

 ૫ કસાએલી પ્રૌઢકલમનો લેખક

 અને એક બે છુટક માણસો

૪ આ પાચ સાત માણસોમા જેટલા બની શકે તેટલા ઓનરરી કામ કરનારા વિદ્વાનો જોડવા અને બાકીના પરિમિત પગાર લઇ કામ કરનારા હોય

૫ આ લેખક મડળ ચરિત્ર લખવાનુ કામ કરે તેને માટે નીચેના કામો અવશ્ય કરવાના

૧ ઐતિહાસિક શોધ ખોળો કરવી
૨ તમામ આગમોમાથી મહાવીર ચરિત્ર તારવવુ
૩ બૌદ્ધ અને હિંદુ ગ્રંથોમાથી ઉપયોગી વસ્તુઓ શોધવી
૪ મુસાફરી કરી મહાવીરસ્વામી જ્યાજ્યા વિચર્યા હોય, જ્યા જ્યા ચોમાસા કર્યા હોય તે તે સ્થાનોની શોધ કરવી
૫ મહાવીરસ્વામીના વિહારનો નકશો તૈયાર કરવો.
૬ મહાવીરસ્વામીના જીવનને લગતા સુદર ભાવવાહી ચિત્રો તૈયાર કરાવવા

અવિચ્છિન્નપણે જો ઉપરનુ કામ લેખકમડળ કરે તો ઓછામા ઓછા ત્રણ વર્ષ એક જીવનચરિત્ર લખતા થાય આ કાર્યને અગે અનુમાન આ પ્રમાણે ખર્ચ થવા સભવ છે

૬ ખર્ચનો અદાજ

૧૨૦૦૦ ઓછામા ઓછા ત્રણ વિદ્વાનો અને એકાદ સામાન્ય નોકરનો ખર્ચ ત્રણ વર્ષનો
૩૦૦૦ પુસ્તક અને સ્ટેશનરી–સાધનો
૫૦૦૦ મુસાફરી–શોધખોળ–સાધન
૫૦૦૦ ચિત્રો અને નકશો તૈયાર કરાવવા વીષે

---

૨૫૦૦૦
૧૦૦૦૦ છપાઇખર્ચ

---

૩૫૦૦૦

અત્યારના અદાજ પ્રમાણે છપાઇખર્ચ સાથે લગભગ પાત્રીસ હજારનો અડસટ્ટો ધારવામા આવે છે

આ ખર્ચને પહોચી વળવા માટે અત્યારના સમયમા એક સાથે મોટી રકમો આપનારા ગૃહસ્થો નીકળે, એ અસભવિત દેખાય છે, અને તેટલા જ માટે એક **મહાયક મડળ** રાખવાની સૂચના કરવામા આવી છે

૭ **મહાયક મડળ** આ સહાયક મડળના ત્રણ વર્ગ રહે

૧ એકી સાથે એક હજાર આપનાર **પેટ્રન**, જેનો ફોટો તથા ટૂક પરિચય એ **મહાવીર ચરિત્રમા** આવે

૨ એક સાથે હજાર આપનાર મેમ્બર, જેનો ફોટો અને ફોટા નીચે થોડી લાઇનોમા પરિચય

૩ એક સાથે પાચસો રૂ આપનાર જેમનુ નામ મદદગારોના લિસ્ટમા રહે

આ પ્રમાણેની યોજનાથી યા થોડા ઘણો ફેરફાર કરી મદદગારો મેળવવા

ઉપર પ્રમાણેની યોજના જો આપણી કોન્ફરન્સ ઓફીસ અથવા આણદજી કલ્યાણજીની પેઢી કે એવી કોઇ પણ સસ્થા ઉપાડી લે તો આપણે ખરેખર પ્રભુ મહાવીરની એક સાચી જયન્તી ઉજવવાનુ કાર્ય ઉપાડયુ છે, એમ માની શકાશે આ કાર્ય ઘણુ જ અગત્યનુ છે, એ હવે

વારવાર કહેવા જેવુ રહ્યુ નથી કોઇ પણ શાસનપ્રેમી મહાનુભાવોએ આ કાર્ય ઉપાડી લેવાની ખાસ જરૂર છે અગર કોન્ફરન્સ અથવા પેઢી કે એવી કોઇ સસ્થા ન ઉપાડે, તો હુ અમદાવાદના **યુથલીગના** કાર્યકર્તાઓને ભલામણ કરવી ચૂકીશ નહિ કે જેઓ શાસનહિતના સુદર કાર્યોમા જે પોતાનો ફાળો આપી રહ્યા છે, તેવી રીતે આ અગત્યનુ કામ ઉપાડી એક ખરેખરી શાસનસેવા બજાવે.

જો કોઇ પણ સસ્થા મહાવીરચરિત્રના અગેનુ 'સહાયકમડળ' નુ કાર્ય હાથ ધરે તો **લેખકમડળના** યોજના માટે અમારૂ **વિદ્વાન્ મડળ** પ્રયત્ન કરવા તૈયાર છે મને આશા છે કે લગભગ બે મહિના સુધીમા જો કોઇ સસ્થા **મહાયકમડળનુ** કાર્ય હાથ ધરવાની હિમ્મત બતાવશે તો **લેખકમડળ** માટે અમે બનતુ કરવા તૈયાર રહીશુ

શાસનદેવ શાસનશુભેચ્છકોના દિલમા આ અગત્યની બાબત સબધી ભાવના જાગ્રત કરાવે અને એક સુદર **મહાવીર-ચરિત્ર** જલદી જોવાનુ સૌભાગ્ય પ્રાપ્ત થાય એટલુ ઇચ્છી વિરમુ છુ



( ૫૧ )

# વિદ્યાર્થી કે વિવાહાર્થી

સામાન્ય રીતે જોવા જઇએ તો વિદ્યાનો અર્થી એ વિદ્યાર્થી કહેવાય પછી તે 'વિદ્યા' ગમે તે જાતની હોય, અને તે 'અર્થી' ગમે તેટલી ઉમરનો હોય કાશીની ગલીઓમાં એક બે પુસ્તકોનુ બડલ બગલમા મારીને એક પડિતને ત્યાથી બીજાને ત્યા, બીજાને ત્યાથી ત્રીજાને ત્યા ફરનાર પચાસથી સાઠ વર્ષની ઉમરના માણસને તમે પૂછો કે તમે કોણ છો? જવાબ આપશે, મહામહોપાધ્યાય ગગાધર કે શિવકુમાર શાસ્ત્રીનો 'વિદ્યાર્થી' છુ, તે પોતાને વિદ્યાર્થીજ કહેવરાવશે કારણ કે હજુ તે વિદ્યાનો અર્થી બનીને પડિતોના

દરવાજા ખટખટાવી રહ્યો છે આવા પચાસ કે તેથી મ્હોટી ઉમરના લાબી દાઢીવાળા ભગવા વસ્ત્રધારી સેકડો સાધુઓને પણ હુ 'વિદ્યાર્થી છુ' એમ કહેતા આપણે સાભળીશુ

વિદ્યાર્થી શબ્દના વ્યુત્પત્યર્થ પ્રમાણે તે જરૂર વિદ્યાર્થી છે, પરન્તુ અહિ મારો ઉદ્દેશ એ વ્યુત્પત્યર્થ પરત્વે નથી 'વિદ્યાર્થી'મા હુ તેમનોજ અહિ સમાવેશ કરૂ છુ કે જેઓ એક ન્હાની સ્કુલથી લઈને કોલેજ પર્યંતની શિક્ષણશાળાઓમા અભ્યાસ કરે છે અને જેઓની ઉમર પચીસ વર્ષની અદરની છે જેને આપણે બાળક કે યુવાન ગણી શકીએ આ વિદ્યાધ્યયન કરનારા વિદ્યાર્થીઓ સાચા 'વિદ્યાર્થી' છે કે ખરે ખર એ 'વિત્તાર્થી' છે, એ સામાજિક દૃષ્ટિએ આપણે વિચાર કરવાનો છે

આજના વિદ્યાર્થીઓમા કેટલાક સ્વતત્ર રીતે, પોતાના માતા-પિતાઓના આશ્રય નીચે રહી સરકારી સ્કૂલો, હાઇ સ્કૂલો અને કોલેજોમા અભ્યાસ કરે છે, કેટલાક સામાજિક સસ્થાઓમા–એટલે બોર્ડિગોમા રહી સરકારી સ્કૂલોમા અભ્યાસ કરે છે, કેટલાક પોતાના ઘરે રહી સામાજિક શાળાઓમા અભ્યાસ કરે છે, કેટલાક સામાજિક બોર્ડિગોમા રહી સામાજિક શાળાઓમા અભ્યાસ કરે છે, આમ જુદા જુદા વિભાગોમા પોતાનુ વિદ્યાધ્યયન કરી રહ્યા છે ગમે તેમ પણ તેઓ છે તો **વિદ્યાર્થી** જ દ્રવ્યાર્થી, પેટાર્થી, કે વિવાહાર્થી તો નહિ જ ભારતવર્ષની પ્રાચીન પ્રણાલિકા–સસ્કૃતિ

અને રીતરિવાજોનો ઊંડો અભ્યાસ કરતા આપણને સહજ જણાઇ આવે છે કે—આર્યાવર્ત્તનો કોઇપણ વિદ્યાર્થી ઓછામા ઓછી પચીસ વર્ષની ઉમર સુધી તે સાચો વિદ્યાર્થી જ રહેતો અને તે વિદ્યાર્થી '**વિદ્યાર્થી**' જ નહિ, પરન્તુ ખરેખરો '**બ્રહ્મચર્યાર્થી**' બનતો આ અવસ્થામા એની એક જ ભાવના પોષાતી કે 'હુ વિદ્યાર્થી છુ,' 'હુ બ્રહ્મચારી છુ' આ ભાવનામા ભગ ન થાય એટલા માટે એ વિદ્યાર્થીઓને એવાજ સચોગોમા ગણવામા આવતા કે જ્યા બીજી ભાવ નાને પ્રવેશ કરવાનો અવકાશ ન મળે શારીરિક, માનસિક અને બૌદ્ધિક શક્તિઓનો વિકાસ કરવો, એજ એ વિદ્યાર્થીઓનુ અને એમના સરક્ષક અથવા વિદ્યાગુરૂઓનુ લક્ષ્ય રહેતુ વિદ્યાર્થીને કયારે પણ એ વિચાર ન ઉઠતો કે—'મારૂ શુ થશે ?' કિંવા 'મારે કઇ લાઈન લેવી જોઇએ ?' માત્ર શક્તિયો—કોઇ પણ પ્રકારની અસાધારણ વિદ્યા પ્રાપ્ત કરવી, શરીર ખૂબ મજબૂત બનાવવુ, બુદ્ધિ તીવ્ર કરવી, વાચિક શક્તિ કેળવવી, એ, એ વખતના વિદ્યાર્થીનુ મુખ્ય ધ્યેય રહેતુ, અને તેજ કારણથી તેઓ બલવાન, તીવ્ર બુદ્ધિશાળી, પોતાના વિષયમા અદ્વિતીય વિદ્વાન્, તેજસ્વી અને પ્રતાપી નિવડતા અને એ પ્રમાણેની શક્તિઓ મેળવ્યા પછી ભાગ્ય અને પુરૂષાર્થના બળે જે કોઇ લાઇન હાથમા આવતી, તે લાઇન સ્વીકારી પોતાનુ જીવન સુખમય બનાવવા સાથ પોતાના કુટુબનુ પણ પોષણ કરવાને સમર્થ થતા

હવે આજના 'વિદ્યાર્થી' ની પરિસ્થિતિ જુઓ

આજના વિદ્યાર્થીના મગજમા, પ્રાથમિક શિક્ષણથીજ એક કીડો દોડદોડા કરવા લાગે છે, "હુ શા માટે ભણુ છુ? ભણીને હુ કઈ લાઇન લઈશ?"

યદ્યપિ કેટલાક ન્હાની ઉમરના બાળકોમા કદાચિત્ આ ભાવના નથી હોતી, પરન્તુ જ્યા તે જરાક મ્હોટી ઉમરના છોકરાઓના સહાયોગોમા આવે છે, ત્યા બીજાની વાતોનો એના જીવન ઉપર પ્રભાવ પડે છે અને ધીરે ધીરે તે પણ એવા વિચારો કરવા માડે છે ન કેવળ આ ભાવના આટ લેથીજ અટકે છે આ ભાવનામા—આ વિચારમા એક બીજુ ઝેર પણ પ્રવેશ કરે છે, અને તે એ કે—**લગ્ન મ બ ધી વિચાર** મશ્કરી અને ઠઠ્ઠામા વિદ્યાર્થીઓ એક બીજાના લગ્નની છેડ છાડો કરે છે પરિણામે આ વિદ્યાર્થી પોતાની વિદ્યાર્થી અવસ્થાને ભૂલી 'વિવાહાર્થી' અવસ્થાનો ઉમેદવાર બને છે કેટલી સામાજિક બોર્ડિંગો અને સામાજિક સ્કૂલોમા ત્યાનુ શુદ્ધ વાતાવરણ, શુદ્ધચર્યા અને એવા કારણોથી વિદ્યાર્થીઓમા પરસ્પર આવુ વાતાવરણ નથી ઉભુ થવા પામતુ, પરન્તુ બિચારા કમનસીબ એ બાળકો અને યુવકોના માતપિતાઓની પ્રેરણાઓથી એવા આન્દોલનો એ બાળકો અને યુવકોના આ વિદ્યાર્થીજીવનમા ઉભા થાય છે

આ વિષયનો ઉંડો અભ્યાસ કરવાથી તો એ સ્પષ્ટ જણાય છે કે બાળકોના માતા પિતાઓનુ પ્રધાન લક્ષ્ય પ્રારભથી જ એના વિવાહ માટેનુ નિર્માણ થયેલુ હોય છે "છોકરો

જરા હોશીયાર દેખાશે તો ઝટ એને કન્યા મળી જશે ” આ ભાવના બાળકોના માતાપિતાઓમા પ્રારભથી જ હોય છે આ વાતની ખબર પ્રારભમા એ ‘ વિદ્યાર્થી ’ ને કદાચ નથી હોતી, પરન્તુ ચોક્કસ સમય પછી એની આસપાસ એવુ વાતાવરણ ઉભુ થાય છે અને જ્યા વાતાવરણ ફેલાય છે, એટલે એની ‘ વિદ્યાર્થી ’ અવસ્થાના શુદ્ધ વાતાવરણમા અશુદ્ધ વાતાવરણની ભેખડો ઉભી થવા લાગે છે પરિણામ એ આવે છે કે કદાચિત્ ઘણીએ સુદર ભાવના હોવા છતા એ ઝેરીલુ વાતાવરણ એના ઉપર જોર કર્યા સિવાય રહેતુ નથી, તેથી તે ‘ વિદ્યાર્થી ’ મટી સ્વય ‘ વિવાહાર્થી ’ બને છે, અને કા તો એવા અશુદ્ધ વાતાવરણથી પોતાની નિર્મળ ભાવનાઓ અને ઉચ્ચ અભિલાષઓમા ઉભી થતી આડ ખીલીઓ પરિણામે ચિત્તને ડામાડોલ બનાવી નાખે છે આ બન્ને રીતે એ ‘ વિદ્યાર્થી ’ ‘ વિદ્યાર્થી ’ નથી રહેતો એનાથી નથી પૂરૂ વિદ્યાધ્યયન થતુ અને તે નથી કોઇ પણ પ્રકારની હિમ્મત કરી શકતો

આ સ્થિતિ ન કેવળ સરકારી સ્કૂલોના વિદ્યાર્થીઓની છે સામાજિક સ્કૂલો અને બોર્ડિગોની પણ મ્હોટે ભાગે આજ દશાઓ છે બલ્કે સામાજિક બોર્ડિગોમા–ગુરૂકુલો, વિદ્યાર્થી-ભુવનો વિગેરેમા તો ગૃહસ્થો પોતાના બાળકોને ‘કેવળ પોતાનો છોકરો વિદ્યાર્થી નહિ, પણ ‘વિવાહાર્થી’ બને, એટલા માટે જ મ્હોટા ભાગે દાખલ કરતા હોય, એમ જોવાય છે

ઘણે ભાગે આવી સંસ્થાઓમા સાધારણ કે ગરીબ સ્થિતિના ગૃહસ્થો પોતાના બાળકોને દાખલ કરાવે છે આજ કાલના સમાજનાશી સામાજિક બંધનોના કારણે સાધારણ કે ગરીબ લોકોના છોકરાઓને કન્યાઓ ઓછી મળે છે અને તેટલા માટે માતા-પિતાઓ વિચારે છે કે " છોકરો કોઇ સંસ્થામા રહી જરા હોશીયાર થશે, તો તેને ઝટ કન્યા મળી જશે એમ ધારી તે આશ્રમોમા મોકલે છે કેટલાક છોકરાઓ સ્વભાવે એવા તોફાની બારદસો હોય છે કે-શેરીના લોકોને તેમજ ઘરના માણસોને ખુબ રંજાડના હોય, આવા છોકરાઓના માબાપો, ' બહાર જશે તોજ કંઈક ઠેકાણે પડશે અને ઠેકાણે પડશે તોજ કયાય ચાલ્લો થશે ' એમ ધારી સીધા બોર્ડિંગ ભેગા કરે છે

અસ્તુ, કોઈ હરકત નહિ ગમે તે નિમિત્તે પણ આજના બાળકો પોતાનુ જીવન સુધારે અને તેઓ માણસ બને એ તો સંસ્થાઓનુ લક્ષ્ય હોયજ છે હોવુજ જોઇએ પરન્તુ માતા-પિતાઓના હૃદયની પેલી સ્વાર્થવૃત્તિઓ બલ્કે એમ કહેવુ જોઇએ કે પોતાના બાળક પ્રત્યેની અહિત બુદ્ધિઓ, એ છોકરાના જીવનને ફાયદો પહોચાડનાના બદલે ભયકર નુકસાન પહોચાડે છે, એ વાતનુ ભાન તેઓને સુદ્ધે નથી હોતુ

વાત એમ બને છે કે કોઇ પણ સંસ્થામા એવા બાળકો એક બે વર્ષ રહે છે સંસ્થાના કાર્યકર્ત્તાઓ તેને પહેલા તો કેવળ મનુષ્ય બનાવવા જ રાત દિવસ મહેનત લે છે એની

કુટેવોને દૂર કરાવવા સચેષ્ટ રહે એના શરીરની સભાળ માટે પૂર્ણ કાળજી રાખે એને વિદ્યા પ્રત્યે અભિરૂચિ ઉત્પન્ન કરાવવા પ્રયત્નો કરે કાર્યકર્તાઓના સતત પ્રયત્ન અને સસ્થાના સેકડો રૂપિયાના વ્યયના પરિણામે તે બાળક કઇક માણસની લાઇનમા આવી 'વિદ્યાર્થી' અવસ્થામા પ્રવેશ કરે વિદ્યાની અભિરૂચિવાળો બને

તેટલામા આ કમાવા મોકલેલા કુવર કેટલુ કમાયા છે, કિંવા કેટલા સ્થિરચિત્તવાળા બન્યા છે, બીજા શબ્દોમા કહીએ તો 'વિવાહ' ને યોગ્ય કેવા થયા છે, એ પોતે જોવાને અને જાતિભાઇઓને બતાવવાને તેના માબાપ તેને ઘરે બોલાવવા માટે પત્રો છોડે છે છેવટ પત્રોથી કામ સિદ્ધ ન થાય તો 'મા' કે કોઇ 'ઘરડુ બરડુ ભયકર બીમાર છે, જલદી આવો' વિગેરે મતલબના તારો છુટે એટલે આ વિદ્યાર્થીઓનુ ચિત્ત વિહ્વળ બને આખરે તેણે જવુ જ જોઇએ ગૃહપતિએ તેને રજા આપવી જ જોઇએ એમ એકાદ વખત ઘરે જઇ આવીને પોતાની શાન-શકલ સબધીઓને બતાવીને પોતાનુ નામ 'વિવાહાર્થી' ના ઉમેદવાર તરીકે નોધાવી આવે બસ ખલાસ, ઉમર ગમે તેટલી હોય, દસ વીસ રૂા નો મહીનો લાવવા જેટલી યે ભલે શક્તિ ન મેળવી હોય, પરન્તુ એકાદ-બે વર્ષ પછી 'વિદ્યાર્થી'ની પરિક્ષામા નહિ, પરન્તુ, વિવાહાર્થી' ની પરિક્ષામા પાસ થાય

બસ ભણવાનુ ગણવાનુ Cતરડે ચઢાવ્યુ હવે તો એકના

બે થયા માતા-પિતાની સેવા એ, એ યુવકનુ કાર્યક્ષેત્ર બન્યુ પણ માતા પિતાની સેવા કરે શાથી? જે દેશમા ભલ ભલા ઇજિનીયરી અને ડૉકટરી પાસ કરેલા, અરે બી એ એલ એલ બી કે એમ એ થયેલા હજારો નવયુવકો પોતાના પેટને માટે માર્યા માર્યા ફરે છે, અરે ટાગા હાકીને સાજ પડે રૂપિયો બાર આના પેદા કરવાની નોબતમા પડ્યા છે, તે દેશમા કોઈપણ જાતના હુન્નર ઉદ્યોગથી હાથ ધોઇ બેઠેલ અને નાની ઉમરથી શાદીના શિકાર થયેલા નવયુવકો શુ કમાઈને માતા-પિતાની સેવા કરે? માતા પિતાની સેવા તો દૂર રહી, પોતાનુ અને પોતાની બીબીનુ પેટ ભરવુ જ મુશ્કેલ હોય, ત્યા બીજુ શુ કરી શકે? પરિણામ શુ આવે છે, તે કોઇથી છાનુ નથી વીશ વીશ કે પચીસ પચીસ વર્ષની ઉમર થવા છતા જો કઇ કમાતો નથી તો તે છોકરો અને છોકરાની વહુ સગા માતા પિતાને કાળ સમાન લાગે છે ગૃહકલેશ શરૂ થાય છે આખરે ભાઈને, બીબીને લઈ માતાપિતાથી જુદુ થવુ પડે છે પણ જુદા થઇને કરે શુ? લોકોની દુકાનોના ઓટલા તોડવા સિવાય શુ કરે! અને અધુરામા પુરૂ એ યુવક જો જિતેન્દ્રિય ન રહ્યો, વિષય લોલુપ થયો તો સતાનોત્પત્તિ વધતી જ જવાની એટલે જ્યા બેનુએ પુરૂ નહોતુ થતુ, ત્યા બાલબચ્ચાની રક્ષાનો પ્રશ્ન ઉભો થયો ખર્ચ વધ્યા, આવકનુ ઠેકાણુ નથી

ગઇ કાલનો વિદ્યાર્થી આજે વિવાહાર્થી બની, જૂઓ, પોતાની સ્રી સાથે કપાળે હાથ દઇ માતાપિતાને અત ક-

રત્નના ઉંડાણમાંથી શાપ આપી રહ્યો છે કહે છે "ઓ હિતશત્રુઓ! તમે મારી જીંદગી બરબાદ કરી નાખી મને, આગમાં શક્તિ આવ્યા વિના પરણાવી, એક ઉંડા કુવામાં નાખી દીધો, ભવાન્તરમાં પણ આવા માતા-પિતા ન હોજો હાય! હાય! દેશ, સમાજ અને ધર્મ સેવાની મારી તે ભાવનાઓ કયાં ગઇ? દેશ બંધુઓની સેવા કરવાના મારા કોડો કયાં ગયા? મારી એ લેખન અને વક્તૃત્વ શક્તિઓ કઈ આગમાં ભસ્મીભૂત થઈ ગઇ? મારૂં જીવન આજે કોડીનું જીવન નથી રહ્યું હું એકેમાં ન રહ્યો મારા જીવનની શી દશા થઇ? બચાવો, બચાવો, ઓ પ્રભો! કેવળ છોકરાની વહુનું મુખ જોવા માટે મારા જીવનની હોળી બનાવનાર આવા માતા પિતાઓથી બચાવો!"

અંતરના આવા ઉદ્‌ગારો તે વિદ્યાર્થી, નહિ નહિ વિવાહાર્થી કાઢે છે

ખરી વાત એ છે કે માતા-પિતાઓએ પુત્ર પ્રત્યેનું ખરૂં હિત શામાં છે, એ સમજવાની જરૂર છે પોતાના બાળકને શિક્ષિત બનાવવો, શક્તિશાળી બનાવવો, પુરૂષાર્થી બનાવવો, એ માતા-પિતાઓનું કર્ત્તવ્ય છે પોતાનો છોકરો, પોતાનું અને પોતાના કુટુંબનું પોષણ સારી રીતે કરી શકે, એવી શક્તિ પ્રાપ્ત કરાવવા તરફ માતા પિતાઓએ ધ્યાન આપવું જોઇએ

અને તેવીજ રીતે આજના યુવકોએ પણ પોતાના પગ

દાયવાળા ભાઇઓ આજે જ્ઞાનપ્રચારના કાર્યો જોસભેર ઉપાડી રહ્યા છે હમણા હમણા તેમનામા કેટલાક ગુરૂકુળો સ્થાપન થયા છે, અને તેને માટે સારૂ ફંડ તેમજ યોજનાઓ ઉપ સ્થિત કરી ચુકયા છે ન કેવળ આટલેથીજ તે બધુઓએ સતોષ વાળ્યો છે, પોતાના સમ્પ્રદાયમા ન્યાય, વ્યાકરણ, સાહિત્ય અને આગમના પણ ઉંડા અભ્યાસીઓ ઉત્પન્ન કરવાની કેટલાક ભાઇઓ ભરસક કોશીશ કરી રહ્યા છે આ બધુ બતાવી આપે છે કે તેઓ જ્ઞાનપ્રચાર માટે કેટલા ઉત્સુક છે આવી રીતે શ્વે૦ મૂર્તિપૂજક સમાજમા પણ જ્ઞાનાભિલાષિતા વધી રહી છે અને તે એટલા ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપણી સસ્થાઓમા ઢગલાબધ વિદ્યાર્થીઓની અરજીઓ આવે છે

એક તરફથી આમ જ્ઞાન જિજ્ઞાસા વધી રહી છે, નવી નવી સસ્થાઓ ખુલી રહી છે, જ્યારે બીજી તરફથી જોઇએ છીએ તો આપણે ત્યા વિદ્વાનોની એટલી બધી કમી છે કે આપણી સસ્થાઓમા અધ્યાપનનુ કાર્ય કરાવી શકે એવા અધ્યાપકો મળી શકતા નથી આપણે ત્યા અનેક સસ્થાઓ હોવા છતા આપણા ગુરૂકુળો અને બીજી સામાજિક સસ્થાઓ તરફથી અધ્યાપકોની માગણીઓ ચારે તરફથી છુટે છે, કારણ એ છે કે હવે એ તો સૌને જણાઇ આવ્યુ છે કે આપણા બાળકોને સરકારી સ્કુલોમા અભ્યાસ કરાવવાથી અમારા કાર્યની સિદ્ધિ થવાની નથી જૈન સમાજના બાળકો અને

યુવકોમા જો જૈનત્વનુ અભિમાન, જૈન સસ્કારો અને ધાર્મિકતા રાખવા હોય તો તેઓને આપણી સસ્થાઓમા સ્વતત્ર પાઠ્યક્રમો દાખલ કરી સ્વતત્ર અભ્યાસ કરાવેજ છૂટકો છે અને તેનુજ એ કારણ છે કે અત્યારે નવી ઉત્પન્ન થતી ઘણી ખરી સસ્થાઓ ગુરૂકુળો વિગેરેમા સ્વતત્ર પાઠ્યક્રમોજ દાખલ થાય છે અને કેટલીક જુની સસ્થાઓ વાળા પણ આ તરફ પોતાનુ લક્ષ્ય લઈ જઈ રહ્યા છે

પરન્તુ આ બધી સસ્થાઓમા પહોચી વળે, એટલા અધ્યાપકો આખી યે સમાજમા કયા છે? એ એક ગભીર પ્રશ્ન છે આ સસ્થાઓ, જેવા અધ્યાપકોની માગણી કરે છે, એવા અધ્યાપકો–વિદ્વાનો બનારસ પાઠશાળાએ ઉત્પન્ન કર્યો હતા પરન્તુ તેઓ બધા એક અથવા બીજી લાઇનમા કામ કરી રહ્યા છે તે પછી હાલ તુર્તમા આવા ધુરધર વિદ્વાનો ઉત્પન્ન કરવાનુ કાર્ય 'શ્રી વીરતત્ત્વ પ્રકાશક મડળ' કરી રહ્યુ છે પરન્તુ આ સસ્થાનુ કાર્ય છેલ્લા ચાર વર્ષથી સ્ત્તે ચઢયુ છે આટલી ટૂકી મુદતમા પણ આ સસ્થાએ કેટલાક વિદ્વાનો ઉત્પન્ન કર્યા છે, પરન્તુ તેઓ હજુ સસ્થામા રહીને પોતાનો અભ્યાસ આગળ વધારી રહ્યા છે, અને તેની સાથે સાથે સસ્થામાજ તેઓને માટે ઘણો અવકાશ છે એટલે અત્યારની લગભગ બધી યે સસ્થાઓ આવા ધુરધર વિદ્વાનોની શોધમા છે, એમ કહેવુ અતિશયોક્તિ ભરેલુ નહિં કહેવાય આવી સ્થિતિમા શુ કરવુ એ એક વિચારણીય પ્રશ્ન છે

આ ખોટ પૂરી પાડવા માટે આપણે બ્રાહ્મણ પંડિતોનો આશરો લેતા આવ્યા છીએ અને લેતા રહ્યા છીએ, પરન્તુ વધારે વિકટ પ્રશ્ન તો એ ઉભો થાય છે કે ન્યાય-વ્યાકરણ શ્રેયો ઉપરાન્ત જૈનતત્ત્વજ્ઞાન કે જૈન આગમોના અભ્યાસને માટે શું કરવું ? કારણ કે જૈન તત્ત્વજ્ઞાન અને જૈન આગમોનો અભ્યાસ—ઉંડો અભ્યાસ આજના જૈન યુવકોને કરાવવો એ અત્યારે ઘણું જરૂરનું છે આ સબંધમાં થોડા વખત ઉપર જયપુરવાળા શ્રીયુત દુર્લભજીભાઈ ઝવેરીએ પોતાની સ્થા૦ જૈન ટ્રેનીંગ કોલેજના વિદ્યાર્થીઓને ન્યાય અને આગમોનો અભ્યાસ કરાવી શકે એવા બે વિદ્વાનોની માગણી કરનારો મારા ઉપર એક પત્ર લખેલો, તે પત્રનો જે જવાબ મે આપ્યો હતો તે 'ધર્મધ્વજ'ના વાચકોને ઉપયોગી થઈ પડશે, એમ ધારી હું અહિં આપું છું

" સુશ્રાવક ભાઈ દુર્લભજીભાઈ !

ધર્મલાભ તમારો પત્ર મળ્યો તમે લખો છો, તેવા પંડિતો આપણે ત્યાં સમાજમાં બહુજ ઓછા છે કોના નામ લખું ? જે છે તેઓ જુદા જુદા સ્થાનોમાં ગોઠવાઈ ગયેલ છે

હું તો એજ મતનો છું કે—હવે **આના આગમો આદિનું અધ્યયન કાર્ય આપણા મુનિરાજોએ ઉપાડી લેવાની જરૂર છે** ઉદાર વિચારના વિદ્વાન્ મુનિરાજો આ કામ વધારે સારું કરી શકે એક સ્થાને ચોક્કસ સમય રહેવાનો અપવાદ ઉઠાવવો પડે તો ભલે ઉઠાવે, સંસ્થાઓની બાહ્ય

સ્થિતિ ઉપર ધ્યાન આપવુ, વિદ્યાર્થીઓને ઉપદેશ આપવો, ભણાવવા, એમના શિક્ષણ ઉપર દેખરેખ રાખવી, એ કામ મુનિરાજો પોતાના ચારિત્રમા રહીને કરે, તો મારી ખાત્રી છે કે આપણી સંસ્થાઓમા આવેલા બાળકો જરૂર સાચા નહેરી, સાચા ચારિત્રશીલ નાગરિક અને સ્વાર્થત્યાગી સમાજ, ધર્મ અને દેશના સેવકો તરીકે બહાર પડી શકે **મુનિરાજોના જુથના જુથ એક સાથે ફરે, એના કરતા યોગ્ય મુનિરાજોને આવી જાતના યોગ્ય કામો નાયકો સોપે, તો કેટલુ બધુ સુદર થઇ જશે ?**

જે વખતે સમાજને સાચા સ્વાર્થ ત્યાગી, ગૃહસ્થ ઉપદેશકોની-વિદ્વાનોની જરૂર છે, તે વખતે અમારો એ ત્યાગી વર્ગ શા માટે એવા વીરો ઉત્પન્ન કરવા માટે પોતાના જ્ઞાનનો, બુદ્ધિમત્તાનો અને ઉદારવૃત્તિનો લાભ સમાજના બાળકોને ન આપે ? **ભિન્ન ભિન્ન શક્તિ ધગવનારા મુનિરાજો બધાની સાથે એકજ પ્રવાહમા ઘસડાઇને પોતાની શક્તિઓનો વ્યર્થ વ્યય કરે, એના કરતા એમની શક્તિઓને યોગ્ય કાર્યો કા ન કરવા દેવા ? કા ન સોપવા ?**

મને લાગે છે કે મારા આ વિચારો કદાચ તમને પણ પસદ ન હોય, પરન્તુ સ્નેહભાવે હૃદયની વાત લખી નાખી છે ”

અત્યારે પણ આપણા મુનિરાજોમા એવા એવા ધુરધર

વિદ્વાનો છે, કે જેઓ ધારે તો સેકડો નવયુવકોને વિદ્વાન્ બનાવી શકે મનુષ્ય સ્વભાવજ એવી વસ્તુ છે કે તે ભિન્ન ભિન્ન રૂચિ અને શક્તિનો વિકાસ કરવાનો અવકાશ જો યોગ્ય મુનિરાજોને આપવામા આવે તો તેઓ દ્વારા સમાજનો ખરેખર ઉદ્ધાર થઇ શકે આથી સમાજનુ ઘણુ દ્રવ્ય બચી શકે યુવકો અને બાળકોમા સુદર સસ્કારો પડે, આસ્તિકતા મજબૂત થાય, અને બીજા પડિતો દ્વારા જે જ્ઞાન મળે, એના કરતા કઇ ગુણુ વધારે સારૂ જ્ઞાન ગુરૂગમથી તે યુવકો મેળવી શકે

મને જણાવતા હર્ષ થાય છે કે ભાઇ દુર્લભજી ઝવેરી ઉપર્યુક્ત ભાવનાનો તાત્કાલિક અમલ કર્યાનો અને તેમા કેટલેક અશે સફળતા મેળવ્યાના શુભ સમાચાર મને આપે છે તેઓ પોતાની કોલેજના વિદ્યાર્થીઓને ઉચ્ચ કોટીના વિદ્વાનો બનાવવા ચાહે છે અને જેવી રીતે કે હુ ચાહુ છુ—આગમાદિનુ ઉચુ જ્ઞાન મુનિરાજો દ્વારા આપવામા આવે તો તે વધારે લાભદાયક થઇ પડે, એ લક્ષ્ય મનમા રાખી ઠેઠ કચ્છ સુધી તેમણે મુસાફરી કરી અને સ્થાનકવાસી સમ્પ્રદાયના પ્રસિદ્ધ વિદ્વાન્ મુનિરાજશ્રી રત્નચદ્રજી સાથે એવી ગોઠવણુ કરી છે કે તેઓ તેમની કોલેજના વિદ્યાર્થીઓને ન્યાય અને આગમોનો અભ્યાસ આવતા ચાતુર્માસમા કરાવશે

શ્વેતામ્બર મૂર્તિપૂજક સમ્પ્રદાયના મુનિરાજોએ અને

શિક્ષાપ્રેમી મહાનુભાવોએ ભાઈ દુર્લભજી ઝવેરીની, વિદ્વાનો ઉત્પન્ન કરવાની ધગશનુ અવલોકન કરવુ ઘટે છે હુ પ્રારભમા કહી ગયો છુ તેમ, શ્વે૦ મૂર્તિપૂજક સમાજમા ઘણા વિદ્વાન મુનિરાજો વિદ્યમાન છે તેઓ પાલીતાણા, ભાવનગર, જામનગર, મુબઈ, સુરત, વડોદરા આદિ શહેરોમા ચતુર્માસ કરે છે જ્યા જ્યા તેઓ ચતુર્માસ કરે ત્યા ત્યાના સસ્કૃત અભ્યાસી ગૃહસ્થ યુવકોને આગમો, જૈનન્યાય અને એવા કઠિન વિષયોનો અભ્યાસ કરાવવાની પ્રણાલિકા રાખે તો કેટલો બધો જ્ઞાનનો પ્રચાર થઇ શકે ? બલ્કે ભાવનગર, જામનગર, લીબડી, પાલીતાણા અને એવા જે જે સ્થાનોમા જૈન સસ્થાઓ હોય, એ જૈન સસ્થાઓના વિદ્યાર્થીઓને ખાસ ઉડો અભ્યાસ કરાવવાના નિમિત્તે યોગ્ય મુનિરાજો ચોક્કસ ચોક્કસ સમયની સ્થિરતા કરી એ યુવકોને પ્રૌઢ વિદ્વાન બનાવવાનુ કાર્ય હાથમા લે તો પણ હુ એમા કઈ ખોટુ સમજતો નથી સમાજમા ઉંડા અભ્યાસીઓ-વિદ્વાનો ઉત્પન્ન કરવાની જરૂર છે, અને તેને માટે મુનિરાજોએ ખાસ તે કામ હાથ ધરવુ જોઈએ છે

પરતુ ખાસ કરીને એટલુ જરૂર ધ્યાનમા રાખવાનું છે કે એવા વિદ્વાન્ અને પોતાના ચારિત્રમા દૃઢ રહી શકે, પ્રલોભનોમા ન પડે, શિષ્યલોભી ન હોય, અને કેવળ સમાજની દાઝ ધરાવનારા હોય એવાજ મુનિરાજો એ કામને યોગ્ય હોઇ શકે અન્યથા તો તે સસ્થામા અનેક પ્રકારની ખટપટો

અને વિદ્યાર્થીઓના અને તેમના માબાપોના મન ઉચક બની જતા સસ્થાના કાર્યને ધક્કો પહોચાડવાની પણ નોબત આવી પહોચે આ વાત ખાસ લક્ષમા રાખવાની છે

મુનિગણે અને ગૃહસ્થો પોતાના સમાજમા વિદ્વાનો ઉત્પન્ન કરવા તરફ પોતાનુ લક્ષ્ય લઇ જાય અને તેના સાધનો ઉભા કરી અનેક વિદ્વાનો ઉભા કરે એટલુ જ ઇચ્છી વિરમુ છુ



( ૫૩ )

## દાન-પ્રણાલી.

‘ દાન ’ નુ મહાત્મ્ય જૈનધર્મશાસ્ત્રોમા ઘણુ ઘણુ વર્ણવવામા આવ્યુ છે અને એક યા બીજી રીતે, કોઇ પણ જાતના પ્રત્યુપકારની આશા રાખ્યા વિના દાન કરવુ લાભદાયક છે, એમ માનીને જ શાસ્ત્રકારોએ ‘ દાન ’ ના પાચ પ્રકાર વર્ણવ્યા છે પરન્તુ એ પાચ પ્રકારો અથવા બીજા જે જે ભેદાનુભેદો થઇ શકે, તે બધાનો આશય એકજ છે કે—જેને જેની આવશ્યકતા છે, એને એનો લાભ પહોચાડવો, અને તે પણ કોઈપણ જાતના ઐહિક લાભની આશા વિના

પોતાની શક્તિથી જેઓ રળી શકતા નથી, પોતાનુ અને કુટુબનુ પોષણ કરી શકતા નથી, એને અન્નાદિ આપી એના દુ ખ દૂર કરવા પોતાની શક્તિથી જેઓ જ્ઞાન લાભ પ્રાપ્ત કરી શકતા નથી, એમને પુસ્તક પૂરી અને એવા જોઈતા સાધનો પૂરા પાડી એને શિક્ષામા આગળ વધારવા દેવપૂજા, ગુરુભક્તિ, આવશ્યક ક્રિયા અને એવા ધર્મના કાર્યો કરવામા જેઓ પોતાના પગ ઉપર ઉભા રહી શકતા નથી તેમને તેવા સાધનો પ્રાપ્ત કરી આપવા પ્યાસાને પાણી અને ભુખ્યાને અન્ન, ગરમીમા શેકાનારને શીતલતા અને ઠડીમા ઠરી જનારને કપડાના સાધનો—આજ દાનનુ ખરૂ રહસ્ય છે આ રહસ્યને સમજીને અત્યારે આપણામા કેટલુ દાન થાય છે, એ ખરેખર વિચારવા જેવો પ્રશ્ન છે

આજકાલ જૈન સમાજમા ઓછું દાન નથી થતુ ધર્મ કે પરોપકારના નિમિત્તે પ્રતિવર્ષ લાખો—બલ્કે કરોડો રૂપિયા જુદા જુદા કાર્યોમા ખરચાય છે આ બધાનુ પરિણામ શુ આવે છે? એનો જો કોઇ બારીકાઇથી વિચાર કરે તો તો ખરેખર ભારે ખેદ થયા વિના ન રહે

આપણે સૌથી પહેલા એજ વિચારીએ કે અત્યારે જૈન સમાજનો બહુ પૈસો શામા ખરચાય છે?

અત્યારના દાનના ક્ષેત્રો જૈનોને માટે આ છે —

નવા મદિરો, અને પ્રતિષ્ઠાઓ, ઉજમણા ને ઉપધાનો,

સઘો ને સ્વામિવાત્સલ્યો, વરઘોડા ને અઠાઈ મહોત્સવો, આ ઉપરાન્ત જીર્ણોદ્ધાર, પુસ્તક પ્રકાશન, શિક્ષા પ્રચાર, પાજરા-પોળ વિગેરે

આ બધા કાર્યોમા જૈનોનુ જે દ્રવ્ય પ્રતિવર્ષ ખર્ચાય છે, એ આખા દેશને અન્તયણીમા નાખે છે પરન્તુ વસ્તુત હવે જમાનો એવો આવ્યો છે કે–જૈનોના આ પરિણામ-શૂન્ય દ્રવ્યવ્યય અથવા દાન પ્રણાલીના કાર્યથી જૈનો ઉલટા હાસીને પાત્ર બની રહ્યા છે મૂર્ખમા મૂર્ખ ખેતીકર પણ ખેતરમા અનાજ વાવના અગાઉ ક્ષેત્રનો, સમયનો વિચાર કરે છે જ્યારે લાખો રૂપિયાનુ દાન કરનાર જૈનો પોતાની દાનધારા વ્હેતી મૂકવામા એટલો પણ વિચાર ન કરે કે–આ વાવવાનુ ફળ શુ છે? તો પછી એને માટે સભ્ય જગત હાસી કરે, તો તેમા આશ્ચર્ય જેવુ શુ છે?

હિંદુઓ, પોતાના માનેલા તે સાધુઓ, કે જેઓ લાખો કે કરોડોની મિલકતો ધરાવે છે, સોના ચાદીની પાલખીઓમા બિરાજે છે, અને મહેલાતોમા વાસ કરે છે, તેઓને દાન દેતા જેમ હાસીને પાત્ર થાય છે, તેમ આપણે, એવુ ક્ષેત્ર કે જે ક્ષેત્રમા લાખો કે કરોડોની મિલકતો હયાતિ ધરાવે છે, અને જે ક્ષેત્રમા નાખેલુ દ્રવ્ય, બીજા કોઇ કામમા વાપરવા દેવાને માટે આપણે સખ્ત મુમાનીયત કરીએ છીએ, એજ ક્ષેત્રમા વધારોજ કરે જવો, એને કયો ડાહ્યો માણસ ઉપ-યોગી દાન કહી શકે? જે વખતે સમાજનુ અગે અગે સડી

રહ્યુ હોય, જે વખતે પોતાના બધુઓના પેટમા વેત વેતનો ખાડો પડ્યો હોય, જે વખતે હજારો યુવકો છતી બુદ્ધિએ આર્થિક સહાયતાના અભાવે અશિક્ષિત રહી જતા હોય, અને એના કારણે પોતાનો ધર્મ સમાજ કે જાતિનો ત્યાગ કરી બીજાઓ સાથે ભળી જ્હા હોય, તેજ વખતે આપણે એક પક્ષીય ધર્મમા માની ભરતામા ભરવાના આધણીયા કરીએ, એના જેવી મૂર્ખતા બીજી કઇ હોઈ શકે? આજે જૈનોમા જેટલુ દાન થઇ રહ્યુ છે, એ બધુએ મ્હોટે ભાગે આવુ જ-વિવેક વિનાનુ થઇ રહ્યુ છે દાખલા તરીકે—

જૈન પૈસાદારો એ સારી પેઠે સમજતા હોવા જોઇએ કે અ યારે મ દિરો એટલા બધા છે કે-જેની રક્ષા કરવી-સભાળ રાખવી પણ ભારે થઇ પડી છે છતા નવા મદિરો ઉભા કરવાને લોકો તૈયાર થાય છે હા, કોઇ એવા ગામમા કે જયા જૈનોની ખાસ્ની વસ્તી હોય, અને મદિરોનુ સાધન ન હોય, એવા સ્થાનમા સાધનભૂત એકાદ મદિર બનાવે તો તે કોઇ અપેક્ષાએ યોગ્ય ગણાય આવીજ રીતે મૂર્તિયો બીરાજમાન કરવાનો મોહ પણ એવોજ છે આવશ્યકતાનો વિચાર કર્યા વિના કેવળ પોતાનું અને બાપદાદાનુ નામ મૂર્તિની પલાઠી ઉપર ખોદાશે એ ઇચ્છાથી જરૂરત હોય કે ન હોય, મુત્તિયો સ્થાપન કરાવ્યા જવુ, અને પછી એ મુર્ત્તિયોનો પ્રક્ષાલ સરખો પણ સારી રીતે ન થતો હોય, એના તરફ બેદરકાર રહેવુ, એ કેવા પ્રકારનો ધર્મ અથવા દાન પ્રણાલી, એ કોઈ બતા

વશે કે ? જેના ઉપર મૂર્તિયોની સભાળ અને પૂજા-પાઠનો આધાર રહેલો છે, એવા જૈન ધર્મીયોની સખ્યા તો દિવસે દિવસે-પ્રતિવર્ષ આઠ આઠ હજાર ઘટી રહી છે, અને બીજી તરફથી મદિરો અને મૂર્તિઓ વધાર્યા કરવી, એ કયા સુધી યોગ્ય છે એનો વિચાર સમજદારોએ કરવો ઘટે છે

આવી રીતે ઉજમણા ને ઉપધાન ઉજમણા નિમિત્તે થતા હજારો રૂપિયાના ઠેઠો, તે પણ કેવળ આઠ દિવસ માટે શોભાના પૂતળાની માફક દુનિયાને બતાવવા પછી પોતાની માલીકીના એક પટારામા ભરી રાખવાની વસ્તુ સિવાય બીજા શા કામમા આવે છે ? એ એક છોડમા હજારો રૂપિયાનો વ્યય ન કરતા એજ દ્રવ્યનો મ્હોટો ભાગ જ્ઞાનના પ્રચારમા પુસ્તકો છપાવીને વ્હેંચવામા-ખર્ચવામા આવે તો શુ એ ઓછુ ઉદ્યાપન છે ? પરન્તુ બાંધેલા છોડને જોઇને શેઠ-શેઠાણીને ખુશી થવાનો લ્હાવો પેલા જ્ઞાન પ્રચારથી કેમ પૂરો થાય ?

ઉપધાનમા પણ કેટલો પક્ષપાત, કેટલી અનુચિત છુટો અને તેનુ ભયકર પરિણામ આવે છે એ કોઇથી અજાણ્યુ છે શુ ? આને માટે પણ થતો હજારોનો દ્રવ્યવ્યય ઓછો કરી બીજી રીતે કરવામા આવે તો કેટલો બધો લાભ થાય ?

આવી રીતે સઘપ્રણાલી બેશક, સઘ કે એવી કોઈ પણ શાસ્ત્રપ્રતિપાદિત ધર્મક્રિયાનો હુ વિરોધી નથી પરતુ મારો મતભેદ સમય અને સ્થાનને ઓળખવા સબધીજ છે

એક સઘ કાઢવામા ૫ કે ૬ લાખ રૂપિયાનો વ્યય થાય પરન્તુ એજ ૫ કે ૬ લાખ રૂપિયાનો જો વિવેક પૂર્વક જૈન સમાજની દરિદ્રતા દૂર કરવા માટે વ્યય કરવામા આવે તો કેટલો બધો લાભ થાય ? સઘ કાઢવાનો હેતુ એ છે કે–જે લોકો પોતાના ખરચથી યાત્રાઓ ન કરી શકતા હોય એવાઓને યાત્રાનો લાભ મળે, અને તેની અનુમોદનાનુ ફળ એ ખર્ચ કરનારને મળે પરન્તુ ખરી રીતે આવા સઘોમા યાત્રા નિમિત્તે તાણી તાણીને–આગ્રહ કરી કરીને–અરે તારો કરી કરીને બોલાવવામા કોને આવે છે ? પોતાની બરાબરીના શેઠિયાઓને, મગાસબધીઓને ગરીબો તો બિચારા એક જાહેર નિમત્રણ જોઇને પોતાની મેળે જાય તો ભલે જાય તેમા પણ જેટલો ભાવ ધનાઢ્યોનો પૂછાય એટલો ગરીબનો થોડોજ પૂછાય

વિચારવા જેવુ તો એ છે કે અત્યારે યાત્રા એવી મોઘી નથી કે જેટલી પહેલા હતી રેલાદિ ઝડપી વાહનોનો અભાવ, વિકટ માર્ગો, એ વિગેરે કારણો અત્યારે રહ્યા નથી અત્યારે તો ગરીબમા ગરીબ પણ આસાનીથી યાત્રા કરી શકે છે હા, સમ્મેતશિખર જેવા દૂરના તીર્થને માટે આવો સઘ ઉપયોગી કહી શકાય, પરન્તુ મુબઈના છકકા પજામાથી માડ માડ બે ત્રણ અઠવાડીયા કાઢી તીર્થ કર ગોત્ર બાધી લેવા વાળાઓને સમ્મેતશિખર જેટલા દૂરના તીર્થની યાત્રા કરવાને અને કરાવવાને મહીનાઓની ,ફુરસદ કયા મળી શકે અને જો ત્રણ અઠવાડીયાની ફુરસદથી તીર્થ કર ગોત્ર બધાતુ

હોય, તો પછી મહીનાઓ કોણ કાઢે ? એ પણ એમના મન વિચારવા જેવુ જ છે ને ?

ખરી વાત તો એ છે કે જેઓ સઘ કાઢીને લાખો રૂપિયા ખરચે છે, તેઓ તેજ રકમમાથી હજારો જૈનોની– કેટલાએ કુટુબોની રક્ષા કરી શકે છે અને કુટુબોની રક્ષા કરતા જે લાભ થાય, એ એમના સઘ કાઢવાના લાભ કરતા કઇ ઓછો લાભ નથી એમ મારૂ નમ્ર મન્તવ્ય છે જૈનો જીવતા હશે, ધર્મધ્યાનમા રત હશે–મહાવીરના અનુયાયી બની રહેશે, તો તેઓ તેજ તીર્થોની રક્ષા કરશે કે જે તીર્થોને આપણે આપણા તારણહાર માનીએ છીએ અને એટલા માટે સૌથી પહેલા મહાવીરના અનુયાયીઓ છે તેની રક્ષા અને નવા વધારવા પ્રયત્ન કરવાની જરૂર છે

આવીજ રીતે જૈનોનુ મ્હોટુ દાન પાજરાપોળો નિમિત્તે થાય છે બેશક પાજરાપોળો દ્વારા જાનવરોની રક્ષાનો જેઓ ભાવ રાખે છે, તે પ્રશસ્ય છે, પરન્તુ એ પાજરાપોળો નિમિત્તે ખરચાતા દ્રવ્યના પ્રમાણમા બલ્કે એમ પણ કહી શકાય કે જીવદયાના પ્રમાણમા જીવ હિસા તે દ્વારા કેટલી થાય છે, એનુ ભાન એ પાજરાપોળોના પૂજારીઓને થાય, તો કેટલુ સારૂ ? પાજરાપોળો જે હેતુથી બનાવવામા આવે છે, એ હેતુને સફળ કરવા માટે પ્રયત્ન કેટલા કરે છે ? કેવળ પાજરા પોળનુ કે જીવદયાનુ નામ લઇને કોઈ ઉભો રહ્યો, અથવા જુના પુરાણાં ચિન્હો અને જુના પુરાણા હેડબીલો પર્યુષણ

જેવા તહેવારોમા લાવીને સ્હામે મૂકવામા આવે એટલે દ્રવ્યનો વરસાદ વરસાવવો શરૂ કરવો, એ તે કોઈ દાન પ્રણાલી છે ? નથી જોવાતુ તેનુ કાર્ય કે નથી જોવાતો એ દ્રવ્યનો ઉપયોગ આમને આમ કેટલાયે ધુતારાઓએ પોતાની દુકાનો જમાવી લીધાના ભોપાળા ધીરે ધીરે બહાર પડી રહ્યા છે બેશક, મુબઈની જીવદયા મડળ જેવી પ્રતિષ્ઠિત સસ્થા, કે જે પદ્ધતિસર અને લાભાલાભને વિચાર કરીને જુદી જુદી યોજનાઓ દ્વારા જીવદયાનુ કાર્ય કરે છે, એવી રીતે જે કોઈ સસ્થા કાર્ય કરતી હોય, એને ઉત્તેજન આપવામા કઈ પણ અડચણ નથી પરન્તુ એમા પણ એક વિચાર અવશ્ય રાખવાનો છે અને તે એ કે ભર્યામા ન ભરવુ જોઈએ આવશ્યકતાનો અને લાભનો વિચાર અવશ્ય કરવો જોઈએ. એક સસ્થા પાસે લાખો રૂપિયા હોય, અને સારી રીતે ખર્ચ ચાલતુ હોય છતા દ્રવ્ય વધારવાના મોહથી ભીખ માગ્યાજ કરે અને લોકો ભરતામા ભર્યા જ કરે જ્યારે બીજી એક સસ્થા, કે જેને ખર્ચને પહોચી વળવાને માટે જોઈતુ ફડ ન હોય, અને કાર્ય સારૂ થઈ રહ્યુ હોય, તેના તરફ જૂઓ પણ નહિ, પરન્તુ એમ ન કરતા એની આવશ્યકતાની પૂર્ત્તિ પહેલા કરવી, એ જરૂરનુ છે આપણી શિક્ષણ સસ્થાઓમા મ્હોટે ભાગે આવી પરિસ્થિતિ દેખાય છે જ્યા કાઠી દ્રવ્ય છે, ત્યા દ્રવ્ય વધાર્યા જવાય છે અને તેના પ્રમાણમા કાર્ય કરી શકાતુ નથી અને જ્યા કાર્ય કરવાની ધગશ છે, કાર્ય કરનારાઓનો

સદ્ભાવ છે, ત્યાં દ્રવ્યની ચિંતાઓ હોય છે, આવી પરિસ્થિતિના પરિણામે જ શિક્ષણ કાર્યમાં પ્રતિવર્ષ લાખો રૂપિઆનો વ્યય થવા છતાં જોઈતું પરિણામ આવતું નથી

આમ જૈનોએ—જૈન આગેવાનોએ પોતાની દાનપ્રણાલી વિવેકપૂર્વક જ આગળ વધારવાની જરૂર છે ઘણી વખતે અવિવેકથી—અવિચારથી અથવા એમ કહેવામાં આવે કે અંધ શ્રદ્ધાના આવેશથી કરેલી ભક્તિ કિંવા દાનથી ભયંકર નુકસાન પણ થાય છે.

સાધુઓને સુખશીલીયા બનાવવામાં જો કંઈ કારણ હોય તો તે શ્રાવકોની અંધશ્રદ્ધાયુક્ત ભક્તિ છે ભક્તિના મોહમાં નહિ ખપતી વસ્તુઓ ગૃહસ્થો વ્હોરાવે, સદોષ આહાર વ્હોરાવે, પોતાના જ ગામમાં કે આસપાસના ગામોમાં રહેવા માટે એકના એક સાધુઓને આગ્રહ કરે, આ બધાનું પરિણામ એ આવે છે કે—સાધુઓ શિથિલ થાય છે "ચોમાસું આવ્યું, પાલીતાણામાં સાધુ—સાધ્વીઓ ઘણાં હશે, ચાલો ખુબ લાભ લઈએ" એમ વિચાર કરીને ગૃહસ્થો પાલીતાણામાં રસોડું ખોલે એક નોકર અને એક રસોયો રાખે બહુ તો એકાદ શ્રાવક વ્હોરાવવા વાળો રાખે રસોડે માણસ જમે ત્રણ અને સ્હવારના પહોરમાં દૂધ ઉકાળે દોઢ મણ બપોરે રોટલીનો આટો બાંધે સવામણ બન્કે આખા દિવસ રસોડું ચાલુજ સાધુ સાધ્વીઓના ટોળેટોળાં આવતાં જતાં રહે એ રસોડે બતાવો આતે લાભ કે

ડુબ્બ ડુબ્બા ? આપણી આ દાનપ્રણાલી કયા સુધી, વ્યાજબી છે, એનો કોઇ વિચાર કરે છે? માધુકરી કિંવા ગોચરી કરનારા એવા કેટલાયે મુનિરાજો કેવળ ત્રણ માણસના રસો ડેથી તરપણીઓ ભરીને દૂધ અને પાતરા ભરીને આહાર ઉપાડે, એ અને કેવળ ત્રણ કે ચાર માણસના રસોડે સાધુ સાધ્વીયોનુજ લક્ષ્ય રાખીને મણ મણ કે દોઢ દોઢ મણની રોટલીયો બને એ ડુબ્બ ડુબ્બા નહિ તો બીજુ શુ છે? ખુબી તો એ છે કે પાછા એજ રસોડા ખોલી સાધુ સાધ્વીયોના પાતરા ભરનારા દાનવીરો (!) મુબઈના બજા રમા બેસીને પોતાની દાનવીરતાના બણગા પણ ફૂકે અને પેલા સાધુ–સાધ્વીયોને હલકા પાડે

આવી રીતે કપડા કાબળીયો વ્હોરાવવાના સબધમા પણ વિવેક રાખવાની જરૂર છે શા માટે સો સો–દોઢસો દોઢસોની કાબળો વ્હોરાવવી ? શા માટે ઢાકાની મલમલો શોધવા માટે બજારે બજાર ભટકવુ ? ભકિતના આવેશમા કરવુ, ને પછી નિદવા, એ પણ આશ્ચર્યજનક !

અતએવ કહેવાની મતલબ એટલીજ છે કે–આપણી દાનપ્રણાલીમા સુધારાની ઘણીજ જરૂર છે આજે જે દાન થઇ રહ્યુ છે, એને સામાજીક દષ્ટિએ જોઇએ તો વિશેષ લાભ કઇજ નથી થતો અને એટલાજ માટે હુ તો વારવાર કહેતો આવ્યો છુ કે–જે કઈ કામ કરો તે દ્રવ્ય ક્ષેત્ર,કાળ, ભાવ જોઈને કરો અથવા ટુકમા કહીયે તો સમયને ઓળખીને કરો

આજે સમાજની જે કગાલીયત હાલત અદરખાનેથી થઈ રહી છે, એ અમારા દાનવીરોએ આખો ખોલીને જોવાની જરૂર છે જૈનોની એ આતરિક હાલત સુધારવા માટે સૌથી પહેલા પ્રયત્ન કરવાની જરૂર છે જયા સુધી તે તરફ પુરતુ લક્ષ્ય નથી અપાતુ, ત્યા સુધી આપણા સંઘો ને ઉત્સવો, ઉજમણાને ઉપધાનો, સામૈયા ને નાખેલાઓ, બધુ જગતની દૃષ્ટિએ હાસ્યાસ્પદ જેવુ છે આપણો એ ઉપરી આડબર અત્યાર સુધી નભી રહ્યો, પણ હવે અદરની સ્થિતિ બહાર આવી રહી છે, એટલે વધારે વાર ટકે તેમ નથી માટે દાન કરનારાઓએ, બે રૂપિયા પણ ખરચતી વખતે ઉપયોગિતાનો વિચાર કરીને ખરચવા, એટલુજ કહેવુ કાફી છે



( ૫૪ )

# સામાજિક પતન

'સમાજ' એ ચોક્કમ માન્યતાઓ ધરાવનારા મનુષ્ય સમૂહનુ નામ છે 'સમાજ' નો સબધ 'ધર્મ' અને રાષ્ટ્રની સાથે રહેલો છે ચોક્કસ ધાર્મિક સિદ્ધાન્તોનુ પાલન કરનારો તે મનુષ્ય સમૂહ હોવાથી, સમાજનો ધર્મની સાથે ઘનિષ્ઠ સબધ છે એ ધાર્મિક સિદ્ધાન્તો, રીતરિવાજો તેમજ એ મનુષ્ય સમાજે માનેલા આપ્ત પુરૂષની આજ્ઞાઓનુ ઉલ્લઘન થતાજ એ સમાજદ્વારા ધર્મ નિદાય છે 'ધર્મ' તો એવી

કોઈ વસ્તુજ નથી કે જેની 'નિંદા' કે 'સ્તુતિ' થઇ શકે પરન્તુ એ 'ધર્મ' ને–એ 'ધાર્મિક નિયમો' ને જે સમાજે સ્વીકાર્યા છે, એ 'સમાજ' ની કર્ત્તવ્યનિપુણતાથી–ધર્મ-પાલનથી 'ધર્મ' ની સ્તુતિ થાય છે, અને એ સમાજની કર્ત્તવ્યભ્રષ્ટતા કિંવા અપાલનથી ધર્મ નિંદાય છે જે સમાજના કારણે ધર્મ નિંદાય, એ સમાજ ખરેખર કમનસીબ સમજવો જોઇએ અને જે વ્યકિતના કારણે ધર્મની નિંદા થાય, એ વ્યકિત પણ ખરેખર અધમજ સમજવો જોઇએ અને એટલાજ માટે કહેવામા આવ્યુ છે કે મનુષ્યનુ પોતાનુ ગમે તે થાય, પરન્તુ પોતાના નિમિત્તે ધર્મની નિંદા થાય, એવુ કૃત્ય ટાળાતરે પણ ન કરવુ જોઇએ બીજા શબ્દોમા કહીએ તો સો માણસો ધર્મ ન પામે, એની દરકાર નહિ, પરન્તુ એક માણસ અધર્મ ન પામવો જોઇએ અર્થાત્ એવુ કૃત્ય નજ થવા દેવુ કે જેથી એક પણ માણસને ધર્મ પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થાય

આવી રીતે 'સમાજ' નો રાષ્ટ્રની સાથે પણ ઘનિષ્ઠ સબધ છે, એટલા માટે કે સમાજ એ રાષ્ટ્રનુ એક અગ છે ઘણા 'સમાજો' નો સમૂહ બનીને એક રાષ્ટ્ર બને છે કોઇ પણ રાષ્ટ્રના–દેશના એક પણ સમાજનુ પતન, એ, રાષ્ટ્રના પતન સમાન છે આખા શરીરના એક અગમા રોગ, એનો અર્થજ એ છે કે એ આખુ શરીર રોગી–દુઃખી છે

( ૫૪ )

# સામાજિક પતન

'સમાજ' એ ચોક્કસ માન્યતાઓ ધરાવનારા મનુષ્ય સમૂહનુ નામ છે 'સમાજ' નો સબધ 'ધર્મ' અને રાષ્ટ્રની સાથે રહેલો છે ચોક્કસ ધાર્મિક સિદ્ધાન્તોનુ પાલન કરનારો તે મનુષ્ય સમૂહ હોવાથી, સમાજનો ધર્મની સાથે ઘનિષ્ઠ સબધ છે એ ધાર્મિક સિદ્ધાન્તો, રીતરિવાજો તેમજ એ મનુષ્ય સમાજે માનેલા આપ્ત પુરૂષની આજ્ઞાઓનુ ઉલ્લઘન થતાજ એ સમાજદ્વારા ધર્મ નિદાય છે 'ધર્મ' તો એવી

કોઇ વસ્તુજ નથી કે જેની 'નિંદા' કે 'સ્તુતિ' થઇ શકે પરન્તુ એ 'ધર્મ' ને–એ 'ધાર્મિક નિયમો' ને જે સમાજે સ્વીકાર્યા છે, એ 'સમાજ' ની કર્ત્તવ્યનિપુણતાથી–ધર્મ-પાલનથી 'ધર્મ' ની સ્તુતિ થાય છે, અને એ સમાજની કર્ત્તવ્યભ્રષ્ટતા કિંવા અપાલનથી ધર્મ નિંદાય છે જે સમાજના કારણે ધર્મ નિંદાય, એ સમાજ ખરેખર કમનસીબ સમજવો જોઇએ અને જે વ્યકિતના કારણે ધર્મની નિંદા થાય, એ વ્યકિત પણ ખરેખર અધમજ સમજવો જોઇએ અને એટલાજ માટે કહેવામા આવ્યુ છે કે મનુષ્યનુ પોતાનુ ગમે તે થાય, પરન્તુ પોતાના નિમિત્તે ધર્મની નિંદા થાય, એવુ કૃત્ય કાળાંતરે પણ ન કરવુ જોઇએ બીજા શબ્દોમા કહીએ તો સો માણસો ધર્મ ન પામે, એની દરકાર નહિ, પરન્તુ એક માણસ અધર્મ ન પામવો જોઇએ અર્થાત્ એવુ કૃત્ય નજ થવા દેવુ કે જેથી એક પણ માણસને ધર્મ પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થાય

આવી રીતે 'સમાજ' નો રાષ્ટ્રની સાથે પણ ઘનિષ્ઠ સબંધ છે, એટલા માટે કે સમાજ એ' રાષ્ટ્રનુ એક અંગ છે ઘણા 'સમાજો' નો સમૂહ બનીને એક રાષ્ટ્ર બને છે કોઇ પણ રાષ્ટ્રના–દેશના એક પણ સમાજનુ પતન, એ, રાષ્ટ્રના પતન સમાન છે આખા શરીરના એક અંગમા રોગ, એનો અર્થજ એ છે કે એ આખુ શરીર રોગી–દુ:ખી છે

'સમાજ' સબંધી આટલુ અવલોકન કર્યા પછી હવે આપણે જોઇએ કે–'જૈન સમાજ' નુ સ્થાન અત્યારે કયા છે?

'જૈન સમાજ' એ પણ એક સમાજ છે અગિયાર લાખ મનુષ્યોનો સમૂહ, અતએવ સમાજ છે 'જૈન સમાજ' નો સબધ 'જૈનધર્મ' સાથે છે જૈનસમાજની ઉન્નતિમાજ, જૈન સમાજની કર્ત્તવ્યનિષ્ઠામા અથવા એમ કહીએ કે 'જૈન સમાજ' ના આજ્ઞાપાલનમાજ જૈનધર્મની શોભા અને કીર્ત્તિ છે, જ્યાર જૈનસમાજના પતનમા જૈનધર્મની નિદા છે આવીજ રીતે જૈનસમાજની તરક્કીમા રાષ્ટ્રની તરક્કી છે, અને જૈનસમાજના પતનમા રાષ્ટ્રને પણ નુકસાનજ છે ધર્મ અને રાષ્ટ્ર એ બન્નેના ગૌરવ કે લઘુતામા 'જૈનસમાજનો' પણ હિસ્સો છે આ વાત જૈનસમાજની પ્રત્યેક વ્યક્તિએ ભૂલવી જોઇતી નથી

હવે જોઇએ કે જૈનસમાજનુ અત્યારે પતન થઈ રહ્યું છે કે ઉત્થાન!

સૌથી પહેલા જૈનસમાજની સખ્યા જુઓ. હવે એ તો જરાયે અસ્પષ્ટ જેવુ નથી રહ્યુ કે–જૈનસમાજ સખ્યાની દષ્ટિએ દિવસે દિવસે નિચે ઉતરી રહ્યો છે કયા કરોડોની સખ્યામા હયાતિ ધરાવતા જૈનો અને કયા અત્યારે અગીયાર કે બાર લાખ જૈનો! બહુ લાબો સમય ન નિહાળીએ તો પણ છેલ્લા ત્રણસો સાડા ત્રણસો વર્ષમાજ જૈનોની સખ્યા એટલી બધી ઘટી

રહી છે કે જેનો હિસાબ લગાવતા પ્રતિવર્ષ આઠ આઠ હજા રનો ઘટાડો બરાબર નિશ્ચિત થયો છે જૈનોના સામાજીક પતનનું આથી વધારે દુ ખદાયી ઉદાહરણ બીજુ કયુ હોઇ શકે ? ત્રણસો સાડાત્રણસો વર્ષથી નિયમિત સખ્યામા આ પ્રમાણેનો ઘટાડો થતો હોવા છતા હજુ સુધી જૈનસમાજ તરફથી એ ઘટાડો અટકાવવાના ચાપતા ઈલાજો નથી લેવામા આવ્યા, નથી લેવામા આવતા, એ શુ ઓછી કમનસીબી છે ? બલ્કે જોવાઈ તો તેથી ઉલટુજ રહ્યુ છે સખ્યાનો ઘટાડો અટકાવવાને બદલે સખ્યાના ઘટાડામા ઔર વધારો થાય એવાજ પ્રયત્નો થતા જોવાય છે

જૈન સમાજની આર્થિક સ્થિતિનુ બારિકાઇથી અવલોકન કરતા પણ સ્પષ્ટ દેખાય છે કે જૈનો દિવસે દિવસે ઘસાઈ રહ્યા છે ઘસાઇજ નથી રહ્યા, પરન્તુ હજારોની સખ્યાના કુટુબોમા ગરીબાઇ આવતી જાય છે, અને એ ભુખમરાના કારણે અનેક પ્રકારના અનર્થો થવાના કિસ્સા પણ ઘણી વખત બહાર આવતા જોવાય છે—સભળાય છે જૈન સમાજ એ એક મ્હોટી વ્યાપારી કોમ ગણાતી સખ્યામા, આટામા લુણ બરાબર હોવા છતા, હિંદુસ્થાનના વ્યાપારનો મ્હોટો ભાગ જૈનોના હાથમા હતો આજે જૈનોના હાથમા તે વ્યાપાર ક્યા છે ? કદાચિત્ કોઇ ગામના ગઈ કાલના ગરીબને આજે ધનાઢ્ય થયેલો કે એકાદ બગલો બધાવી મોટરમા મોજ કરતો જોઇને કોઇ એમ માને કે—જૈનોમા ધનાઢ્યો વધ્યા

છે–વધે છે, તો તે ખોટો ભ્રમ છે એ ધનાઢ્ય ખરો ધનાઢ્ય નથી, પરન્તુ સો કુટુંબોને ભીખારી બનાવીને પોતાને ધનાઢ્ય મનાવનારો કૃત્રિમ લક્ષ્મીપુત્ર છે આજની હિંદુસ્થાનની આર્થિક સ્થિતિનો અભ્યાસ કરનારા હવે તો સ્પષ્ટ પણે પોકારી રહ્યા છે કે-હિંદુસ્થાનિયોના હાથમા કોઇ પણ વ્યાપાર રહ્યો નથી અને જે વ્યાપાર અત્યારે દેખાય છે તે કેવળ સટ્ટો છે આ સટ્ટામા અમારાજ દેશના સો કુટુંબો ભીખારી બને છે, ત્યારે એક ગૃહસ્થ લક્ષાધિપતિ બને છે આવી સ્થિતિમા જૈન સમાજમા ધનાઢ્યો વધવાની કલ્પના પણ કરી શકાયતેમ નથી જૈનસમાજનુ આતરજીવન તપાસવુ હોય તેણે ગામડાઓમા ફરવુ જોઇએ હજારો કુટુંબો શી રીતે પોતાનો જીવનનિર્વાહ કરી રહ્યા છે, એ જોવુ જોઇએ મતલબ કે જૈનસમાજનુ આર્થિક સ્થિતિમા પણ પતન જ થઇ રહ્યુ છે અરે, જે દેશના મનુષ્યોની, મનુષ્ય દીઠ માસિક આવક સવા બે રૂપિયાથી વધારે ન હોય, તે દેશના એક નાનામા ન્હાના સમાજમા ધનાઢ્યોની વૃદ્ધિ માનવી, એના જેવી અજ્ઞાનતા બીજી કઇ હોઇ શકે

આવીજ રીતે કેળવણીના વિષયમા પણ કેટલુ પતન થઇ રહ્યુ છે, એતો પેલા મુબઇવાળા નરોત્તમ બી શાહ આપણને અત્તાવાર આકડાઓથી પુરવાહ કરી આપતાજ રહ્યા છે તેમા ખાસ કરીને પ્રાથમિક અને માધ્યમિક કેળવણીમા જ જ્યા મ્હોટુ ગાબડુ પડેલુ હોય ત્યા ઉંચી કેળવણી તરફ તો આપણે દૃષ્ટિપાત યે ક્યાથી કરી શકીએ

જૈનસમાજનુ સાસારિક ગૃહજીવન તપાસવામા આવે તો ત્યા પણ પતનતા સિવાય બીજુ શુ દેખાય છે? જૈનધર્મ પાળનારા જૈનસમાજનુ ગૃહજીવન, જે શુદ્ધ પાવ। હોવુ જોઇએ, એ કેટલા કુટુબોમા દેખાય છે? શ્રી હેમચદ્રાચાર્યે વર્ણવેલ न्यायसम्पन्नविभव આદિ ૩૫ ગુણો, કે જે ગુણો, એક ધર્મને યોગ્ય ગણાવનાર ગૃહસ્થમા આવશ્યક છે, એમાના કેટલા ગુણો કેટલા ગૃહસ્થોમા દેખાય છે? આ ઉપરાત વિવાહાદિ સાસારિક કાર્યોમા વધી પડેલી સકુચિતતાઓ, અને તેના કારણે ઉભા થયેલા અનર્થો કોનાથી અજાણ્યા છે? સમાજ એક સમાજ રૂપે ન રહેતા ઓશવાળ, પોરવાળ, શ્રીમાલ, શ્રીશ્રીમાલ, પલ્લીવાલ, અગ્રવાલ, ખડેલવાલ અને એવા અનેક ફિરકાઓમા વ્હેચાઇ ગયેલ છે તારીફ તો એ છે કે–આ બધાઓએ પોતપોતાના વાડા જુદા જુદા બનાવી વિવાહાદિ કાર્યોમા પણ જુદાઈ કરી નાખેલી છે આટલેથી નથી અટક્યુ હુ ઘણી વખત બતાવી ગયો છુ તેમ–એક એક ફિરકામા પણ અનેકાનેક ઘોળો–ન્હાની ન્હાની વાડીઓ બની ગયેલી છે આના પરિણામે સામાજિક પતનમા દિવસે દિવસે વધારોજ થઈ રહ્યો છે વળી બાળલગ્ન, વૃદ્ધવિવાહ, કન્યા વિક્રય અને વર વિક્રય વિગેરે રાક્ષસી રિવાજો એવા તો ઘર કરી ગયા છે કે–જેના કારણે સામાજિક પતનની પગ્િ-ચીમા આવી પહોચી છે, એમ કહેવુ અતિશયોક્તિવાળુ નહિ ગણાય

જેવી રીતે જૈન સમાજનુ સામાજિક પતન સામારિક દૃષ્ટિએ થઈ રહ્યુ છે, તેવી રીતે ધાર્મિક દૃષ્ટિએ પણ ખરેખર પતન જ થઇ રહ્યુ છે આજના જૈનસમાજની પ્રત્યે- ધાર્મિક ક્રિયાઓનુ અવલોકન કરીએ તો જાણે એમજ જણાય કે– આપણે આ મ વિનાનો ધર્મ કરી રહ્યા છીએ જેટલી જેટલી ધાર્મિક ક્રિયાઓ છે, એ બધી યે આત્મક-યાણના સાધનભૂત છે, એમા કોઈથી પણ 'હા ના ' કરી શકાય એમ નથી, પરન્તુ એ ધર્મક્રિયાઓ કરનારા મ્હોટે ભાગે, એ ક્રિયાઓ એવી રીતે કરે છે કે–જાણે એ ક્રિયાની કઇ કિમ્મત જ નથી સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, પૂજા, દાન–પુણ્ય, ઉત્સવ, મહોત્સવ, ઉઝમણા, ઉપધાન, સઘ, સ્વામિવાત્સ ય, ઇત્યાદિ ઇત્યાદિ જે કઈ ક્રિયા કરવામા આવે, એને સમજવાની અને એનાથી ઉત્પન્ન થતા ભવિષ્યના ફળનો વિચાર કરવાની જરૂર નથી શુ ? તો કે–આ બે બાબતોનો કેટલેક સ્થળે અભાવ દેખી કેટલાક લોકો ક્રિયાઓથી સર્વથા વિમુખ થાય છે, એ ખરેખર ભૂલ ભરેલુ છે હા, એવી તમામ ક્રિયાઓ શુદ્ધ, સમજપૂર્વક અને ભવિષ્યના ફળનો વિચાર કરવાની પ્રેરણા અને હિમ્મતથી અવશ્ય કરવી જોઇએ ટુકમા કહીએ તો ભગવાન્ મહાવીર દેવના શાસનમા કોઈપણ વસ્તુ એકાન્તે કહેવામા નથી આવી અને એટલાજ માટે કહેવામા આવ્યુ છે કે, જે કઈ કરો તે દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ જોઇને કરો અથવા સમયને ઓળખીને કરો

આમ જૈન સમાજનું ખરેખર સામાજિક પતન દરેક રીતે થઇ રહ્યુ છે, એ સ્પષ્ટ દેખાય છે બલ્કે 'જૈનસમાજ' કે જેને આપણે 'સઘ' ના નામથી ઓળખીએ છીએ, એ 'સઘ' ની સત્તાની દૃષ્ટિએ નિહાળીએ તો તેમા પણ ખરેખર પતનજ દેખાય છે 'સઘસત્તા' એ જૈનધર્મમા ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ સત્તા તરીકે ઓળખાવવામા આવી છે તીર્થકરો પણ 'સઘ' ને નમસ્કાર કરે છે આખા સમૂહની સત્તાનો સ્વીકાર ધુરધર આચાર્યો, પૂર્વધરો, ગણધરો અને તીર્થકરો પણ કરતા આવ્યા છે એજ સઘની સત્તાનો આજે વિચાર સરખો કરતા પણ હૃદય ધડકી ઉઠે છે આજે 'સઘ સત્તા' જેવુ કયાય કઈ દેખાય છે શુ ? આ ભયકર પતન નહિ તો બીજુ શુ છે ? આજે સાધુ સમુદાયમા મ્હોટા મ્હોટા આચાર્યો કે જેઓ પોતે પોતાની મેળે પોતાને **શાસન સમ્રાટો, કલિકાલ સર્વજ્ઞો અને યુગ પ્રધાનો** કહેવરાવે છે, વસ્તુત તેઓની સત્તાથી સમાજનુ એક પાદડુ પણ હાલી શકે છે કે ખરૂ કે ? આવી જ રીતે સમાજમા એવા કેટલાયે ગૃહસ્થો છે કે જેઓ જમીન ઉપર પગ દેતા પણ શરમાય છે, પરન્તુ 'જૈન સઘ'મા તેઓનુ વજન કેટલુ છે, એનો જ્યારે તેઓ પોતે એકાન્ત બેસીને વિચાર કરતા હશે ત્યારે તેમને જ શરમાવુ પડતુ હશે. આજે સમાજમા અનેક કેળવાયલા પણ છે, પરન્તુ તેઓ પણ સઘના કાર્યોમા સેકચો પાપડ ભાગવાની

સત્તા નથી રાખતા, એ શું કોઈથી અજાણ્યું છે ?
બધું શાથી બન્યું ? નિર્નાયકતાથી આજે સમાજ છિન્ન ભિ
થઈ ગયો છે નથી કોઈ કોઈને કહી શકે તેમ, કે ના
કોઈ કોઈનું માની શકે તેમ ? જૈન સંઘમાં—જૈન સમા
જમાં હમેશાંથી સાધુઓનું પ્રાધાન્ય ભોગવતું આવ
છે આવ્યો। ઇતિહાસ તપાસતાં સામાજિક, ધાર્મિક કાર્યો
સાધુઓ-આચાર્યોના આધિપત્ય નીચે વિચારો પરામર્શ
થયા છે વ્યવસ્થાઓ ગોઠવાઈ છે, પરન્તુ એજ આચાર્
અને સાધુઓ આજે સમયના શત્રુ થઈને શાસનની-ધર્મ
અપભ્રાજના થાય એવા કાર્યો કરે, તો પછી એઓને
પ્રભાવ કેમ પડી શકે ? એજ આચાર્યો અને સાધુઓ આ
સભા ભરીને સમાજોત્થાનના વિચારો ન કરે, બલ્કે...
ધર્મધ્યક્ષે વાણી કહેવતને ચરિતાર્થ કરતા હોય તો એમન
ઉપદેશથી જનતાને શાન્તિ કેમ મળે ? મતલબ કે-જૈનસમા
'એક સંઘ' છે 'સંઘ' એ પચીસમા તીર્થંકર સમા
છે, એનીજ સત્તા આજે નબળી પડી છે તો પછી એ સમ
જના પતનનો બીજો વિચાર કરવો, એ મૂળને છોડી ડાળ
પકડવા જેવું જ ગણાય અતએવ આવી પતન અવસ્થામાં
ઉદ્ધાર કરવાની ભાવના જૈન સમાજની પ્રત્યેક વ્યક્તિ
થવી જોઈએ. આ સંબંધી જૈન આચાર્યો અને સાધુઓએ પ
દીર્ઘ વિચાર કરવાની જરૂર છે પોતાના મમત્વ-દુરાગ્રહ
કા હો જૈનધર્મ નિંદાઈ રહ્યો છે, એ લક્ષ્યમાં લેવાની જરૂ
છે પોતાના માટે નહિ, પરન્તુ કેવળ જૈનધર્મની ખાત

ઢીલી દોરીયો મૂકી એક બીજાને મળી વિચારોની લેનદેન કરી ઠઈક સગઠન કરવાની જરૂર છે એવીજ રીતે જૈન ગૃહસ્થોએ પણ કોઈ પણ સાધુ કે આચાર્યના પક્ષમા ન પડતા, તટસ્થપણે જૈનધર્મની ખાતર સગઠનના ઉપાયો હાથ ધરવાની જરૂર છે શાસનદેવ સર્વને સદ્‌બુદ્ધિ આપો, અને જૈન સમાજનો આ પતન અવસ્થામાથી જલદી ઉદ્ધાર કરો, એજ અતિમ આકાક્ષા



( ૫૫ )

## યુવકોને

વ્હાલા યુવકો !

કાયાપલટનો જમાનો આવ્યો છે ગુરૂડમવાદના ખાતમા થવાના દિવસો નજીક દેખાય છે રૂઢીની ગુલામીના બંધનો ઢીલા પડવા લાગ્યા છે ધર્મના ઓઠા નીચે ચલાવાતી અંધા ધુંધિયોના વાદળો વિખરાવા લાગ્યા છે ત્યાગના લેબાસમા ગમે તેવા ધાર્મિકોની પૂજના-માનતાના પોકળો પ્રકાશમા આવવા લાગ્યા છે, અને સર્વત્ર સત્ય-સૂર્યના પ્રકાશની પ્રભા ઝાખી ઝાખી પણ પ્રકાશવા લાગી છે તમે શુ જુવો છો ? તમને કેમ દેખાય છે ? જો ઉપરની વાત તમને

ખરેખર હીમતી હોય તો યાહોમ કરીને બહાર આવો બહુ લાબી ચોડી વેતરડમા ન ઉતરતા આખી દુનિયાનો ઠેકો ન લેતા ક્રમશ આગળ વધો પહેલા જૈનસમાજનો સડો દૂર કરવાનુ કામ હાથ ધરો આજે જૈન સમાજના પ્રત્યેક અગમા જે સડો પ્રવેશ કરી ગયો છે, એ હવે કોઇથી અજાણ્યો નથી મદિરોમા ભક્તિના નામે થતી અશાતના, ઉપાશ્રયોમા ત્યાગના નામે એકઠો થતો પરિગ્રહ, સાધુઓમા મહાવીરના નામે વધતો જતો ખોટો આડબર અને આ ઉપરાન્ત સત્તાની મારામારી, પાટ ઉપર પડ પડા, પુસ્તકો અને ચેલાઓ માટે ભડભડા આવીજ રીતે ગૃહસ્થવર્ગમા જે પોલપટ્ટી ચાલી રહી છે, જે સત્તાના મદો ઝરી રહ્યા છે, જે ઇર્ષ્યાઓ ઉકળી રહી છે, જે પક્ષપાતના ચશ્મા ચઢી રહ્યા છે, એ બધાનો પણ સુધારો કરેજ છુટકો છે આ સુધારો એ તમારા હાથમા છે યુવકો, "યુવાન એ નવ સૃષ્ટિનો સરજનહાર છે" પરન્તુ મિત્રો, જરા સ્મરણમા રાખજો કે, આવા શબ્દો કાગળો ઉપર છાપવા અને વ્યાખ્યાનોમા ઝાડવા, એ એક વાત છે, જ્યારે સાચુ યુવકપણ પ્રાપ્ત કરવુ, એ બીજી વાત છે એક યુવક આવો સર્જનહાર, આવો સુધારક કયારે બની શકે, એનો ખાસ વિચાર કરજો અને એટલા માટે હુ તમને કહુ છુ કે, તમે સુધારકના લેબાસમા કે સર્જન હારની કોટીમા બહાર પડો, તે પહેલા તેની યોગ્યતા મેળવજો વ્યર્થનો કોળાહળ કે શબ્દોની મારામારી એ પાણીને વલોવવા જેવુ છે સાચુ સગીન કઈ પણ ફળ મેળવવુ હોય

તો, એ ધાધલીયાઓની સ્હામે ધાધલ મચાવવામા કર્ત્તવ્યની 'ઇતિ શ્રી' ન માનતા સાચી યોગ્યતા પ્રાપ્ત કરીને મેદાને જંગમા ઉતરજો જવાહર નેહરૂ, એ સાચા યુવક તરીકે બહાર પડ્યા છે સાચા સુધારક તરીકે બહાર પડ્યા છે પરન્તુ એમને પૂછો તો ખરા કે એમણે સ્વાર્થનો કેટલો ત્યાગ કર્યો છે ? એવા ત્યાગ વિના ખાલી શબ્દોનુ લાલિત્ય કે ડાહી ડાહી વાતો કઈ કાર કરી શકતી નથી મિત્રો, જરા સમજાજો કે જે આક્ષેપો આપણે બીજા ઉપર મૂકતા હોઈએ, તે આક્ષેપોના ભાજન આપણે કદાચ ન થઈએ

હુ ઘણા વખતથી લખતો અને માનતો આવ્યો છુ તેમ—આજનો યુવાન એ સમાજના શરીરનો સડો દૂર કરનાર એક ડાક્ટર છે પરન્તુ ઓ ડાકટરો ! સમાજના શરીર ઉપર ઓપરેશનનુ ચાકુ ચલાવવા અગાઉ તમે તમારા શરીરની શુદ્ધિ કરજો તમારા શસ્ત્રોને ખૂબ ઉકાળી–તપાવીને સાફ કરજો અને તમારો હાથ–તમારૂ મન સ્થિર રાખવા જેટલી શક્તિ મેળવજો નો નો કાચુ ન કાપી નાખો, જો જો કદાચ ઉંધુ ન વેતરી મારતા ! મગજનુ સમતોલપણુ જાળવવાની શક્તિ મેળવજો, રૂઢીના ગુલામોની ગમે તેવી ઉશ્કેરણીઓ કે હુમલાઓ વખતે તમે શાન્તિથી તમારૂ પ્રચાર કાર્ય કરવાનુ બળ મેળવજો યુવાનીનો જોશ, એ દીવાનીનો મદ છે એ મદમા મગ્ન ન બની જતા સેકડો વર્ષોથી ચડેલા કાટને ધોવાની તમારી તાલાવેલી, ગભરાટ ભરી ન હોવી જોઈએ

એ કાટ ભલભલા તેજ્જપોને પણ હજમ કરી જશે પરન્તુ યુક્તિ અને બુદ્ધિબળથીજ કામ લેવાનુ છે, એ વાતને જરાયે ન ભૂલશો !

ભાઇઓ, થોડા વખત ઉપર મારા એક 'સુધારા' ના લેખમા કહી ગયો છુ તેમ, સુધારકોએ સૌથી પહેલા સુધરવાની જરૂર છે આપણે આપણો મદ દૂર કરવો અને જે સુધારો કરવા આપણે મથતા હોઇએ, એ સુધારાની શરૂઆત આપણે આપણી જાતથી–શરીરથી–ઘરથી કરવી જોઇએ જરા એ પણ સભાળજો કે–' સુધારક 'ના લેબાસમા કોઈ ઠગારા પોતાનુ કામ ન કાઢી જાય, કે જેથી તમારી આખી યે પ્રવૃત્તિને કલક લાગે

આ ઉપરાન્ત એક ખાસ વાત ધ્યાનમા લેવાની છે, અને તે એ કે–સુધારકોએ–યુવકોએ સૌથી પહેલા પોતાનુ સગઠન કરવાની જરૂર છે ગામે ગામના યુવક મડળોએ એકજ પદ્ધતિથી પોતાની પ્રવૃત્તિ આગળ ધપાવવી જોઈએ જો યુવકોએ સગઠન ન કર્યું, અને જેમ મરજીમા આવ્યુ તેમ ધપાવે રાખ્યુ તો સભવ છે કે, કોઈ વખતે ' લેને ગઇ પૂત ખો આઇ ખસમ ' વાળી કહેવતને ચરિતાર્થ થતી જોવાનો પ્રસગ આવશે અતએવ સગઠનની પહેલા જ જરૂર છે

બીજી બાબત એ છે કે યુવકોએ જે કઇ પ્રવૃત્તિ આદરવાની જરૂર છે, તેમા ખાલી ઠરાવો પાસ કરવા, ભાષણો આપવા કે નિયમાવલીઓ બહાર પાડવા માત્રથી કઇ સાર્થકતા થવાની

આશા કોઈએ ન જ ગખવી આજે ઠરાવો કોણ નથી કરતુ ? ઠરાવોમા કે ભાષણોમા એટલી બધી અનવસ્થા થઈ ગઇ છે કે જાણે એની કઇ કિમ્મત જ નથી રહી ઠરાવોની હાર માળાઓ, એટલે જાણે આખા ગામની ભેસો આપી દીધાનુ ફાગ્સ કયો પક્ષ ઠરાવો નથી કરતો ? કયા પક્ષના ઠરાવોને થોડી કે મ્હોટી સખ્યામા અનુમોદનારા નથી મળતા ? ખરી વાત એ છે કે, વાસ્તવિક પ્રયત્નથી લોકમત કેળવવાની જરૂર છે જો કે સભાઓ ભરવી, ઠરાવો કરવા, એ પણ લોકમત કેળવવાનુ એક સાધન જરૂર છે પરન્તુ તેની સાથે સમાજના મુખ્ય જે અગમા આપણે સુધારો કરવા માગીએ છીએ, એ અગની જેટલી બની શકે તેટલા અશે સહાનુભુતિ વધારવા પ્રયત્ન કરવાની જરૂર છે ઉદાહરણ તરીકે, યુવકો દીક્ષા સબધી નિયમો ઘડે, અને તે નિયમોના કાગળીયા મુબઇના બજારમા કે થોડા ઘણા બહાર પણ ફેલાવે મારા નમ્ર મત પ્રમાણે તો એના નિયમો ઘડવામા કઈ પણ સાર્થકતા નથી ખરી વાત તો એ છે કે-જે સાધુઓ ઉદાર વિચારના હોય, જેઓ સમયને ઓળખીને દીક્ષા આદિની પ્રવૃત્તિના હિમાયતી હોય, તેઓનુ સગઠન અથવા સમ્મેલન કરાવવાની સૌથી પહેલી તકે જરૂર છે તે સાધુઓ જ પોતે પોતાનુ સગઠન કરીને 'દીક્ષા' કે એવી બીજી પણ આવશ્યકીય બાબતોના નિયમો-એક બીજાની સાથેના પરામર્શ પૂર્વક બનાવે તો તે નિયમોનો અમલ જલદી થઇ શકે ભલે પ્રારભમાં આવા ઉદાર વિચારના સાધુઓની સખ્યા અલ્પજ હોય કઇ હરકત નહિ ધીરે

ધીરે એમની સખ્યામા વધારો જ થવાનો સમય પોતાનુ કામ કરે જાય છે, અને તે પ્રમાણે વિચારોમા પરિવર્ત્તન થતુ જ રહેવાનુ સૌથી પહેલો પ્રયત્ન આ કરવાની જરૂર છે મારા યુવક બધુઓને પણ સમય ઉપર ખબર પડશે કે સાચા સુધારક સાધુઓ પણ કેટલા છે અને કોણ કોણ છે ? સુધારાની બૂમો મારવી, સુધારાના વ્યાખ્યાનો કરવા અને પોતાનો પક્ષ વધારવા કે ગમે તે કારણે સુધારક યુવકોની 'હા' મા 'હા' મેળવવી, એક વાત છે, અને સુધારાની સમય પ્રમાણેના પ્રવૃત્તિ આદરવી, એક બીજાને મળવુ, વિચારોની લેન દેન કરવી, એ બીજી વાત છે

સુધારક યુવકો, તમારે એક ઔર વાત પણ ખાસ કરીને ધ્યાનમા લેવાની છે અને તે એ કે સુકાના પાપે લીલું ન બળે, એના ખૂબ સભાળ રાખજો ઘોડાની પાયગામા બૂ શી ઘોડા તો એકાદ જ હોય મ્હોટા સમુદાયમા અક્કલના ઓથમીર તો ગણ્યા ગાઠ્યા જ હોય, પરન્તુ એવી ગણી ગાઠી વ્યક્તિઓના કારણે આખો સમુદાય–આખી સસ્થાનો છેદ કરવાની અશમા પણ પ્રવૃત્તિ ન કરજો બોલવામા કે લખવામા, વાતોમા કે વર્ત્તનમા એની સભાળ જરૂર રાખજો કે–જૈનધર્મને–જૈન સમાજને સાધુ સસ્થાની ઘણીજ જરૂર છે સાધુ સસ્થા વિના આખા સઘનુ નાવ કિનારે નહિ પહોચે; એ નિશ્ચિત છે સાધુઓએ જૈનધર્મને ટકાવી રાખવામા સૌથી મ્હોટો ફાળો આપ્યો છે, એ નિર્વિવાદ છે સાધુઓએ પોતાના ચારિત્રના

પ્રભાવથી જૈનધર્મની કીર્તિ–લતા ખૂબ વિસ્તારી છે સાધુઓએ સાહિત્યની સમૃદ્ધિ દ્વારા જૈનધર્મનુ રક્ષણ કર્યું છે એ ત્યાગી સાધુઓના આચાર વિચારની વાત સાભળવા માત્રથી, આજ પણ ગમે તવા જૈનધર્મના કટ્ટર દ્વેષીના પણ રોમરાય ખડા થાય છે રાજ–દરબારોમા એ ત્યાગનાજ કારણે પ્રભાવ પડી શકે છે દેશ દેશાન્તરોમા જ્યા જૈનોની વસ્તી લગભગ નથી જ, ત્યા પણ એજ તમારો ત્યાગી વર્ગ પૂજાય છે અને એ દ્વારા જૈનધર્મની સૌરભ સર્વત્ર ફેલાય છે એ ત્યાગ તરફ–એ સાધુ સસ્થા તરફ કયારે પણ ઘૃણાની નજરથી ન જોશો ! ધ્યાન રાખજો, જે દિવસ તમે તમારા લક્ષ્યને છોડ્યુ, તે દિવસ તમે તમારી પ્રવૃત્તિમાથી લપસ્યા સમજજો માટે લક્ષ્યને કદિ ન છોડશો તમારો વિરોધ અયોગ્ય પ્રવૃત્તિઓ સ્હામે હોવો જોઇએ તમારો વિરોધ ગુડાશાહી પરત્વે હોવો જોઇએ તમારો વિરોધ આચાર પતિતા સ્હામે હોવો જોઇએ

એક બીજી વાત તમે તમારા વ્યક્તિત્વથી ગમે તેને ગુરૂ માનતા હો, ભલે માનો, તમે તમારા વ્યક્તિત્વથી ગમે તેને ગમે તેવા ઉંચા ભલે માનો, પરન્તુ તમારી જાહેર પ્રવૃત્તિમા–તમારા આ જાહેર ઝુબેશમા એની ગધ સરખી પણ ન આવવી જોઇએ તમારી લડત સાર્વજનિક હોવી જોઇએ નહિ કે વ્યક્તિત્વની તમારી ઝુંબેશમા પક્ષપાતને કે અમુક વ્યક્તિ પ્રત્યેના ખેચાણને જરા પણ સ્થાન ન હોવુ જોઇએ 'જો

જગતને એમ ખ્યાલ આવશે કે–આ લડત તો અમુક વ્યક્તિના માટેજ છે, આ લડતના ગર્ભમા તો અમુકનુ સચાલન છે, તો સમાજનો કે તમારી લડતનો પાયો મટીયા મેલ થઈ જશે ગમે તેવો સાચો સુધારક પણ–તમારા વિચારોનો પ્રશસક પણ તમારા એ પક્ષપાતી વલણમાથી દૂર જ રહેશે તમારા વિચારો ગમે તેટલા સારા હશે, સાચા હશે, સમાજને લાભના હશે, છતા એની અસર જોઈએ તેવી નહિં જ થવાની એ વાત ખૂબ દઢતાથી સમજી રાખશો માટે–

વ્હાલા સુધારકો! યુવકો! તમારે ઘણું ઘણુ સભાળવાનુ છે સુધારક તરીકે બહાર પડવુ, એ મીણના દાતે લોઢાના ચણા ચાવવા જેવુ છે સુધારક તરીકે બહાર પડવા અગાઉ પોતાની ઘણી ઘણી શુદ્ધિ કરવાની જરૂર છે સુધારક થવા અગાઉ ઘણી ઘણી શારીરિક, માનસિક અને વાચિક શક્તિઓ ખિલવવાની છે ખાસ કરીને મગજનુ સમતોલપણુ, પક્ષપાત રાહિત્ય અને ખૂબ દઢતા, એ ગુણો ખાસ અગત્યના છે મને સપૂર્ણ આશા છે કે–આવી યોગ્યતા પૂર્વક તમે બહાર પડી જૈનસમાજના અગમા પ્રવેશેલો સડો દૂર કરી તમે આ વીસમી સદીના જમાનામા સાચા ક્રાન્તિકારક તરીકે તમારૂ નામ અમર કરવા સાથે મહાન્ પુણ્ય હાસલ કરશો



( ૫૬ )

# ધર્મ અને સમાજ પર સમયનો પ્રભાવ

સમય એક એવી વિચિત્ર વસ્તુ છે, કે જેનો પ્રભાવ સસારની હરેક વસ્તુ ઉપર પડ્યા વિના રહેતો નથી દેશ, જાતિ, ધર્મ, સમાજ, વેષ, વ્યક્તિ, શિક્ષણ, વ્યવહાર યાવત્ સસારની જેટલી વસ્તુઓ છે તે બધી સમયને આધીન છે જેવો જેવો સમય આવતો જાય છે, તેવા તેવા પ્રકારના ફેરફારો હરેક વસ્તુમા થયાજ કરે છે અને તેટલાજ માટે જુનુ તે નવુ અને નવુ તે જુનુ થાય છે જે કાલે હતુ તે આજ નથી, અને જે આજે છે તે કાલે નહિ હોય સસારની આ ઘટમાળ નિરતર ચાલ્યા જ કરે છે સમયનો આ

પ્રભાવ એ કુદરતી છે કુદરતના આ નિયમની સ્હામે થઈને કોઈ એમ કહે કે નહિ "અમે સમય-અસમયને કંઈ માનતા નથી જેટલુ પુરાણું છે તેટલુજ સાચુ છે, અને તેજ અનુસાર ચાલવુ જોઇએ," તો તે કેવળ વચન માત્ર કિંવા વ્યર્થ પ્રલાપ છે આ સસારની એક પણ વ્યક્તિ સમયને આધીન થયા વિના રહી શકી નથી અને રહી શકે તેમ પણ નથી જેઓ ઉપર્યુક્ત કથન કથે છે, તેઓ પોતે પણ ઘણુ જુનુ છોડી ચુકયા છે અને નવુ આદરતાજ રહે છે વ્યવહારની બાબતોને તો બાજુ ઉપર મૂકીએ ધર્મશાસ્ત્રોની રચના પણ સમયને અવલબીનેજ થાય છે એ ધર્મશાસ્ત્રોનુ હાર્દ તપાસવામા આવે તો જરૂર માલૂમ પડે કે એમા પણ 'સમયનો પ્રભાવ' અવશ્ય રહેલો છે, બલ્કે તે શાસ્ત્રો—પ્રાચીનમા પ્રાચીન ગણાતા શાસ્ત્રો પણ સમયને ઓળખવાનો સદેશ સૌને પહોચાડે છે

ઉપર કહેવામા આવ્યુ તેમ 'સમયનો પ્રભાવ' ન કેવળ વ્યવહારિક બાબતો પર પડે છે, બલ્કે યાવત્ સસારની સમસ્ત વસ્તુઓ ઉપર પડે છે

દેશો, શહેરો, ગ્રામો અને ઘરોની રચનાઓના પ્રાચીન વર્ણનો વાચો અને આધુનિક દેશો, શહેરો, ગામો અને ઘરોની રચનાઓ નિહાળો, કેટલુ બધુ અતર જણાય છે? પ્રાચીન મનુષ્યોની વેષભુષામા અને અત્યારની વેષભુષામા કેટલો બધો તફાવત પડી ગયો છે? આજે પ્રાચીનતાને પકડી રાખવા

માટે આપણે ગમે તેટલી ધમપછાડો કરીએ, છતા સમય તો પોતાનો પ્રભાવ નાખ્યા વિના રહેતો જ નથી

જો કે આનો અર્થ એ નથી કે "જેટલુ પ્રાચીન છે તે બધુ ખરાબ જ છે, અને નવુ બધુ સારૂ છે" તેમ એમ પણ નથી, કે "નવુ નઠારૂ છે અને જુનુ સારૂ જ છે" અહી કહેવાનુ એ છે કે સમયના પ્રભાવ પ્રમાણે સસારની પ્રત્યેક વસ્તુમા પરિવર્તન યથાજ કરે છે હવે એ પરિવર્તનમા કેવો વિવેક જાળવવો, એ મનુષ્યની બુદ્ધિ ઉપર આધાર રાખે છે નવીનતામા યદિ લાભ છે, ઉન્નતિ છે તો તેનો આદર કર્યે જ છુટકો અને જો તેનો આદર નથી કરતા, તો તેનુ પરિણામ એ આવે છે કે તે તે કાર્યોને ભયકર ધક્કો પહોચે છે દાખલા તરીકે એક પ્રાચીન ક્રિયા આપણે કરતા આવતા હોઇએ, પરતુ તે ક્રિયા આ સમયને બધબેસતી ન હોય, અર્થાત્ એ ક્રિયામા સમયાનુકૂળ ફેરફાર કરવાની જરૂર જણાતી હોય તો તેવો ફેરફાર કર્યેજ છુટકો આપણે હઠાગ્રહી થઈ જો તે ક્રિયાને પકડી જ રહીએ તો તેથી સામાજિક દષ્ટિએ ભયકર નુકશાન ઉઠાવવુ પડે

પહેલા કહેવામા આવ્યુ છે તેમ 'સમયનો પ્રભાવ' દરેક વસ્તુ ઉપર પડ્યો છે અને પડી રહ્યો છે જો કોઈ એમ કહે કે ચાલી આવતી ક્રિયામા, રૂઢીમા, રીતરિવાજમા ફેરફાર નજ થાય, તો તેઓ ખરેખર ભૂલ કરે છે, બલ્કે સૂર્યના પ્રકાશમા સાક્ષાત્ દેખાતી વસ્તુને પણ એક તૃણ સમાન

પ્રયત્નથી ઢાંકવા પ્રયત્ન કરે છે સામાજિક કે ધાર્મિક, રાષ્ટ્રીય કે રાજકીય કોઇપણ પ્રકરણનુ પ્રાચીન પડ ઉખેડવામા આવે તો સ્પષ્ટ માલૂમ પડશે કે જુના જમાનાની ક્રિયાઓ, રૂઢીઓ અને રીતરિવાજોમા અવશ્ય ફેરફાર થયેલા છે પૂર્વ પુરૂષોએ ફેરફારો અવશ્ય કર્યા છે, બલ્કે આધુનિક સમયના તે રૂઢી-પૂજકો કે જેઓ પ્રાચીન રીવાજોને પકડી રાખવાનો આગ્રહ કરે છે, તેઓ પોતે પણ જુના રિવાજોમા ફેરફારો કરી રહ્યા છે ફરક માત્ર એટલોજ છે કે પોતાના ફેરફારો એમની નજરમા નથી આવતા, જ્યારે બીજો કોઈ સામુસ ફેરફાર કરવાનુ કહે છે તો તેમા તેઓ ધર્મનો નાશ સમજે છે આ બુદ્ધિની કિંવા સમજની બલિહારી છે અસ્તુ

હવે આપણે એ જોઇએ કે સમયનો પ્રભાવ ધર્મ અને સમાજની કઇ કઇ બાબતો ઉપર અત્યાર સુધી પડી ચુક્યો છે ?

એક વાત સ્પષ્ટ કરવી જોઇએ 'ધર્મ' એક એવી વસ્તુ છે કે જેમા કઈપણ જાતનો ફેરફાર થઈ શકતોજ નથી. 'ધર્મ' એ તો આત્માની સાથે સબધ ધરાવનાર વસ્તુ છે, અને એટલાજ માટે 'ધર્મ'ની વ્યાખ્યા આમ કરવામા આવી છે —

" अत करणशुद्धित्व धर्मत्वम् " અથવા " कषायनिवृत्तिश्च धर्मत्वम् " અત કરણ શુદ્ધ થવુ એનુ નામ ધર્મ, અથવા કષાયથી નિવૃત્ત થવુ એનુ નામ ધર્મ ધર્મ તો કાર્ય છે ધર્મક્રિયાઓ, પ્રતિક્રમણ, સામાયિક, પૌષધ, દાન,

પુણ્ય, પરોપકાર, જ્ઞાન એ બધા કારણો છે, સાધનો છે એ સાધનોમા ફેરફારો અવશ્ય થઈ શકે બેશક ધર્મના કારણોને, કારણનો કાર્યમા ઉપચાર કરીને, 'ધર્મ' માની શકીએ, પરતુ એ કારણોમા ફેરફાર નજ થઇ શકે, એ માનવુ સરાસર ભુલ ભરેલુ છે હુ અહીં 'ધર્મ' અને 'સમાજ' ઉપર સમયનો પ્રભાવ જે બતાવવા ઇચ્છુ છુ તે ધર્મના કારણોમા છે—ધર્મના સાધનોમા છે એ ધર્મના સાધનોમા સમય સમય ઉપર ફેરફાર અવશ્ય થયો છે જુઓ સઉથી પહેલા આવશ્યક ક્રિયા—પ્રતિક્રમણ

**આવશ્યક ક્રિયા—**

પ્રતિક્રમણ એ છ આવશ્યકનુ નામ છે પહેલા છ આવશ્યકમા પ્રતિક્રમણની ક્રિયા સમાપ્ત થતી પરતુ સમય સમય ઉપર આચાર્યોએ અમુક અમુક સૂત્રોની રચના કરી અને એ સૂત્રો ધીમે ધીમે પ્રતિક્રમણની ક્રિયામા દાખલ કર્યા દાખલા તરીકે એમ કોઈ નહી કહી શકે કે—અત્યારે પખ્ખી, ચઉમાસી અને સાવત્સરિક પ્રતિક્રમણમા બોલાતુ **સકલાર્હત** શ્રીહેમચદ્રાચાર્યની પહેલા બોલાતુ હતુ ચોવીશ તીર્થકર ભગવાનોની આ સ્તુતિ શ્રીહેમચદ્રાચાર્યે બનાવ્યા પછીજ તે પ્રતિક્રમણમા પ્રવેશી ગઈ છે એ સૌ કબુલ કરશે કે **શાન્તિ** એ **માનદેવ**ની બનાવેલી એટલે **માનદેવસૂરિ** પહેલા આ સ્તુતિ નહોતી કહેવાતી એ સ્પષ્ટ છે આવીજ રીતે **સ્નાતસ્યા**ની સ્તુતિ હેમચદ્રાચાર્યના શિષ્ય બાલચદ્રની પહેલા, સસારદાવાની સ્તુતિ હરિભદ્રસૂરિની પહેલા, અજિ

તશાતિ નદેષણની પહેલા, અરે, થોડાજ વર્ષોની પહેલા થઈ ગએલા કીર્તિવિજયના શિષ્ય જયવિજયજીએ બનાવેલુ સકલ-તીર્થવદુ કર જોડ-, એ ગુજરાતી ભાષાની તીર્થવદના એ બધુ એમની પહેલા કહેવાતુ હતુ શુ ? પ્રતિક્રમણ જેવી આવશ્યક ક્રિયામા આમ નવા નવા સૂત્રોનો પ્રવેશ એ શુ સમયનો ઓછો પ્રભાવ સૂચવે છે ? કેટલાક લોકો પ્રતિક્રમણમા થભણ પાર્શ્વનાથનુ ચૈત્યવદન કરે છે ખરતર ગચ્છાનુયાયી લોકો દાદા સાહેબનો કાઉસ્સગ્ગ કરે છે ભલા જ્યારે દાદાસાહેબ નહિ થયા હતા ત્યારે તે વખતના ખરતર-ગચ્છાનુયાયીઓ શુ દાદાસાહેબનો કાઉસ્સગ્ગ કરતા હતા કે ?

અહીં એ કહેવાનો પ્રશ્ન નથી કે પ્રતિક્રમણ જેવી આવશ્યક ક્રિયામા આ સૂત્રો શા માટે ઘુસ્યા ? ગમે તે કારણે ઘુસ્યા ભલે ઘુસ્યા પરતુ જેઓ એમ માને છે કે-" પ્રાચીન રીવા જમા કોઇ પણ જાતનો ફેરફાર ન થઈ શકે " એઓને આ એક સ્પષ્ટ જવાબ છે ભૂતકાળના ભયકર ઉદરમા આવા તો કેટલાયે પરિવર્તનો હજમ થઈ ગયા તેનો કઈ હીસાબજ નીકળી શકે તેમ નથી

સવત્સરિક પર્વ ભાદરવા શુદી પાચમનુ હમેશાથી ચાલ્યુ આવતુ હતુ, પરતુ તે કાલકાચાર્યના સમયથી પાચમના બદલે ચોથના દિવસે થવા લાગ્યુ આ શુ ઓછુ પરિવર્તન છે ? સમયનો ઓછો પ્રભાવ છે ? કાલકાચાર્યને કેવો સમય ઓળખવો પડ્યો ?

## મંદિરો અને મૂર્તિઓ

આવીજ રીતે આપણા તારણહાર મંદિરોની પરિસ્થિતિઓ જુઓ. મંદિરો ઉપર પણ સમયે કેવો પ્રભાવ નાખ્યો છે? પ્રાચીન સમયમા આપણા મંદિરોમા અત્યારની માફક પેઢીઓ ચાલતી હતી, ભઇયા અને પઠાણો ચોકી માટે રાખવા પડતા હતા, એમ કોઇ કહી શકે તેમ છે?

મંદિરોની બાંધણીઓ તપાસવામા આવે તો અત્યારે જે જે નવા મંદિરો બને છે, તેમા, જેટલી આજ કાલની ફેશનનુ તત્ત્વ દાખલ કરવામા આવે છે, એના કરતા એની મજબુતાઇ અને શી પકળાનુ તત્ત્વ ઓછુજ જોવામા આવે છે આ પણ સમયનો પ્રભાવ નહી તો બીજુ શુ? મનુષ્યના વિચારો, મનુષ્યની બુદ્ધિઓ સમયને અનુસરે છે તેની પાછળ પાછળ ચાલે છે અને તેનુજ પરિણામ છે કે મંદિરો અને એવી બીજી બાબતોમા આજકાલની ફેશનનો ઓપ વધારે ચઢાવવામા આવે છે જરા ભગવાનના અંગ ઉપર થતી અંગરચનાઓનુ તો નિરીક્ષણ કરો! વીતરાગદેવના ઉપર થતી અંગરચનાઓમા પણ કોટ, પાટલુન અને નેકટાઇ, કોલર તેમજ ઘડીઓ મુકવાના છંદ પડી ગયા છે હજુ હેટ–અંગ્રેજી ટોપી પહેરાવી હોય, એવુ જોવામા નથી આવ્યુ કેટલો સમયનો પ્રભાવ! મંદિરના રંગમંડપો અને દીવાલો જ્યા સંગમરમરથી સુશોભિત અને મજબુત થતા, ત્યા આજે ઇટાલીની લાદીઓથી ચમક દમક બતાવવામા આવે છે

મંદિરોની રક્ષા માટે જેટલી આજે ગૃહસ્થોને હાયહાય કરવી પડે છે, તેટલી પહેલા નહોતી કરવી પડતી ગૃહસ્થો આવશ્યકતા પડતાજ દ્રવ્ય લગાવીને જીર્ણોદ્ધારાદિ કરી લેતા ધીરે ધીરે લોકોની ભાવનામાં ફરક પડવા લાગ્યો આવકના સાધનો બીજા રહ્યા નહી એટલે પૂજા–આરતી આદિની બોલીઓ શરૂ થઇ અને એ ઉપજ મંદિરોમાં લઇ જવા લાગ્યા

પ્રાચીન મૂર્ત્તિઓમાં અને આધુનિક મૂર્ત્તિઓમાં પણ કેવો મોટો ફેરફાર દેખાય છે અત્યારે મોટે ભાગે મૂર્ત્તિઓ ઉપર નવ અંગે ચાંદીના ટીલડા ચોટાડેલા હોય છે આ શુ જરૂરના છે ? વીતરાગની મૂર્ત્તિ સાથે એનો કઇ સબંધ ! પરંતુ આ ટીલડા ક્યાંથી લાગ્યા ? કોઈ સમયમાં ચંદનથી પૂજા કરતા કરતા લોકોનો ખ્યાલ સુંદરતા ઉપર ગયો સુંદર રંગ ઉત્પન્ન કરવા માટે ચંદનની સાથે કેશર ભેળવવા લાગ્યા ભેળવતા ભેળવતા કામ વધી પડયું ચંદનની ગૌણતા થઈ ગઇ અને કેશર વધી પડયું પરિણામે કેશરની ગરમી આરસની મૂર્ત્તિઓ ઉપર અસર કરવા લાગી મૂર્ત્તિ ઉપર ડાઘ પડવા લાગ્યા, તેમ એ આરસને પણ અસર થવા લાગી એટલે જ્યાં જ્યાં કેશર ચઢાવાતુ ત્યાં ત્યાં નવ અંગે ચાંદીના ટીલડા ચોટાડ્યા એ ટીલડા ઉપર પૂજા કરવા લાગ્યા હવે એ ટીલડા મૂર્ત્તિ ઉપર ન હોય તો અમારા રૂઢીપૂજકો કહેશે કે " વાહ ! ભગવાનના નવ અંગે તો ટીલડા ચોટાડ્યા નથી " તેમ કેશરની ગરમીથી થતું નુકસાન અને કેશરની

અપવિત્રતાના કારણે કોઇ કેશરને વાપરવાનો નિષેધ કરશે તો રૂઢીપૂજકો ચીસ્લાઇ ઉઠશે " જોયુ ! કેશરને બધ કરી ધર્મનો નાશ કરવા બેઠા છે બીલકુલ નાસ્તિક થઈ ગયા છે" ઈત્યાદિ અસ્તુ

કહેવાની મતલબ એ છે કે મદિર, મૂર્ત્તિ, મૂર્ત્તિપૂજા, અગરચના વિગેરેમા પણ ઘણો ફેરફાર થઇ ગયો છે એ બધો "સમયનોજ પ્રભાવ" છે, અને એ પ્રભાવને રૂઢીપૂજકો સારી રીતે જાણે છે

## પર્યૂષણા પર્વ—

આપણા પરમ પવિત્ર પર્યૂષણા પર્વ ઉપર પણ સમયનો કેવો પ્રભાવ પડ્યો છે ? એનો કોઈ વિચાર કરે છે કે ? પર્યૂષણા પર્વનો ખાસ દિવસ ભાદરવા સુદી પાચમનો હતો પરતુ એ પાચમની ચોથ કરી પર્યૂષણા પર્વમા વચાતુ કલ્પસૂત્ર કેવળ સાધુઓજ વાચતા અને સાભળતા જ્યારે સમયના પ્રભાવે એજ કલ્પસૂત્ર સભા સમક્ષ વાચવુ શરૂ થયુ, એટલું જ નહી પરતુ એ કલ્પસૂત્રવાચનની મહીમા વધતા વધતા ત્યા સુધી વધી કે તેના નિમિત્તે અનેક ક્રિયાઓ તેમા પ્રવેશી ગઇ દાખલા તરીકે સ્વપ્ન ઉતારવા, ઘોડીયાપારણુ ઝુલાવવું, તેના નિમિત્તે ઘી બોલવુ, કલ્પસૂત્ર સાધુનુ હોવા છતા તેજ વખત ગૃહસ્થ સાધુ પાસેથી લઇને બોલી બોલીને પછી સાધુને વહોરાવવુ, ઘોડીયા–પારણુ બોલી બોલીને ઘેર લઇ

જવુ બારસાસૂત્રના ચિત્રોના દર્શન કરાવવા, બોલી બોલાવી ઘોડીયા–પારણા નિમિત્તે, અનેક માળાઓ નિમિત્તે, અનેક રૂમાલો નિમિત્તે બોલીયો બોલવી, આ બધુ પાછળથી નથી વધ્યુ શુ ? જે વખતે કેવળ સાધુઓજ કલ્પસૂત્ર વાચતા હતા તે વખતે આ બધી બોલીયો બોલાતી હતી શુ ? સમયના પ્રભાવે આ બધુ પ્રવેશી ગયુ, એ સ્પષ્ટ છે

## સાધુના આચારવિચારો—

આવીજ રીતે સાધુઓના આચારવિચારો ઉપર પણ સમયે અવશ્ય પોતાનો પ્રભાવ નાખ્યો છે સાધુઓ પહેલા બે પ્રકારના હતા જિનકલ્પી અને સ્થવિરકલ્પી, પરતુ કાળક્રમે સમયના પ્રભાવે શક્તિઓ ક્ષીણ થવાના કારણે જિનકલ્પ વિચ્છેદ થઈ ગયો, એટલુ જ નહી પરતુ સ્થવિરકલ્પી સાધુઓના આચારો જે આચારાગ અને દશવૈકાલિક આદિ સૂત્રોમા બતાવવામા આવ્યા છે, એ આચારોમા અત્યારે કેટલુ બધુ અતર પડી ગયુ છે ? એ બધો સમયનો પ્રભાવ નહીં તો બીજુ શુ છે ? સાધુઓએ 'વસ્ત્રો ન ધોવાં ન રગવા' એવી આજ્ઞા હોવા છતા આજે ધોવાની અને રગવાની પ્રથા નથી પડી શુ ? અરે એ સમયના પ્રભાવનુ જ પરિણામ છે કે તીર્થંકરોના સમયમા પણ ભિન્નભિન્ન તીર્થંકરોના સમયમા વ્રતો અને આચારોમા ભિન્નતા હતી, નહી તો મોક્ષમાર્ગ સૌનો એક જ હોવા છતા એવી ભિન્નતા શાની હોય ? પરતુ સમયના પ્રભાવે તે તે

જીવોની શક્તિઓ-ભાવનાઓ અને બુદ્ધિમા ફેરફાર હોવાથી આચારો અને વ્રતોમા ફેરફાર રાખવો પડેલો, એટલે સમયનો પ્રભાવ દરેક વખતે પોતાનુ કામ કરે છે

સાધુઓની નાની નાની ક્રિયાઓમા પણ જોઈએ તો કેટલી બધી ક્રિયાઓમા ફેરફાર થએલા છે અત્યારે કાબ ળીયો અને ઓઘારીયા વિગેરેમા કેટલાક સાધુઓ સાધ્વીઓ પાસે ગોસુત્રા ભરાવે છે શુ પહેલાના સાધુઓ એવુ કરાવતા હતા ? સાધુઓ પહેલા ખાસ કરીને વાસના દાડા રાખતા હતા અત્યારે એ વાસનો દાડો કોઈ રાખે તો એ જાણે સાધુધર્મથી જ પતિત થયો ન હોય, એવો કોલા હલ કરી મુકવામા આવે દાડા ઉપર જે મોગરા બના વવામા આવે છે એની ઉત્પત્તિ પ્રાચીન આચારગ્રથોમાથી કોઈ બતાવી શકે તેમ છે ? આ સિવાય પાત્રા રગવાની વિધિ અને એવી સેકડો બાબતો છે, જેનો પ્રાચીન રિવાજોની સાથે મુકાબલો કરતા આકાશ-પાતાળનુ અતર જણાયા વિના નહીં રહે આ બધો સમયનો પ્રભાવ નહીં તો બીજુ શુ ? સાધુઓનો નવકલ્પ વિહાર તે આજે રહ્યો છે કે ? સમયના પ્રભાવે આજે એમા પણ કેટલુ એ અતર પડી ગયુ છે

## શાસ્ત્રો—

શાસ્ત્રો એ મનુષ્યની બુદ્ધિ અને વિચારોની સાથે સબધ રાખે છે એક સમય હતો કે જે વખતે મનુષ્યની બુદ્ધિ

તીવ્ર હતી સ્મરણશક્તિઓ અગાધ હતી તે વખતે તમામ શાસ્ત્રો કઠસ્થ રાખવામા આવતા હતા તે સમય પલટાયો સ્મરણશક્તિઓ ઓછી થઈ એટલે જેટલુ યાદ હતુ તેટલુ લખી લેવાયુ લખાયુ તે પણ આજકાલની માફક કાગળો ઉપર નહી તાડપત્રો અને એવા સાધનો ઉપર તે લખાયા સમય બદલાતો ગયો નવી નવી શોધો વધી ગઈ પરિણામે તે જ શાસ્ત્રો કાગળ ઉપર લખાવા લાગ્યા છાપખાના વધ્યા જ્યારે ગ્રંથો છપાવવા શરૂ થયા, ત્યારે આગમો-સૂત્રો છપાવવા માટે લોકો વિરોધ કરવા લાગ્યા 'એવા પૂજ-નીય આગમો છપાશે, તો તેની ભયકર આશાતના થશે ગૃહસ્થો પણ તેને વાચવા લાગશે આગમોનુ રહસ્ય બહાર પડી જશે પ્રેસમા થતી આરભસમારભની ક્રિયાઓના નિમિત્તભુત તે છપાવનાર વતા છપાનનાર ભયકર પાપમા ડુબી જશે સાધુથી તો એ ક્રિયા તરફ નજર સરખી પણ ન થાય' ઈત્યાદિ વિચારોના કારણે જે સમયજ્ઞો શાસ્ત્રોને-આગમોને છપાવવાના પક્ષમા હતા, તેમની સામે સખ્ત વિરોધ કરવામા આવતો પરતુ સમય! તારી બલીહારી છે! તે ભલભલા હઠાગ્રહીઓની હઠોને ડગાવી છે અને તે દૃઢ પ્રતિજ્ઞાધારીઓને પ્રતિજ્ઞાઓથી ચલાયમાન કરી દીધા છે આ સમયના પ્રભાવે તે જ વિરોધીઓ પોતે આગમો છપાવવા લાગ્યા, પ્રુફો શોધવા અને ઓર્ડરો આપવા પ્રેસમા દોડધામો કરવા લાગ્યા એમના છપાવેલા આગમો ગાડામા ભરીને ઘાટીઓ-કુલીઓ જોડા પહેરી એ બડલો

ઉપર ચઢી બેસી એ ગાડીઓ દોડાવતા એ મહાત્માઓ પાસે આવી એ બડલો પટકાવવા લાગ્યા ગઇકાલના વિરોધી એ મહાત્માઓ, આજે પોતે એ ક્રિયા કરી કરાવી રહ્યા છે સમયનો પ્રભાવ તે કેટલો !

આવી જ રીતે જૈન સાધુઓની પ્રાચીન માન્યતા કે 'સૂત્રો શ્રાવકોથી ન વચાય' તે માન્યતામા પણ આજે કેટલુ અતર પડી ગયુ છે ! "શ્રાવકોથી ન વચાય અને શ્રાવકોને ન વચાવાય" એવી માન્યતા ધરાવનાર મહાત્માઓ સ્વય શ્રાવકોને સૂત્રો વચાવવા લાગ્યા છે, અને એમ વચાવવામા પોતાનુ ગૌરવ-મહત્ત્વ સમજે છે આ પણ સમયનો પ્રભાવ નહી તો બીજુ શુ ? શ્રાવકોની વાત તો દૂર રહી, અજૈન વિદ્વાનો-યુરોપીયનો વિગેરે સૂત્રોનો ઉડો અભ્યાસ કરે છે, અને તે સબધી આશ્ચર્યભરી શોધખોળો કરે છે આ બધુ સમયના પ્રભાવે જ બન્યુ છે આવી જ રીતે જુઓ ઉપદેશ પદ્ધતિ

## ઉપદેશપદ્ધતિ—

ઉપદેશપદ્ધતિમા પણ સમયના પ્રભાવે ઘણું અતર પડી ગયું છે એક સમય એ હતો કે જ્યારે સાધુઓ ગ્રહસ્થોના પરિચયથી સાવ નિરાળા જ રહેતા પોતાના જ્ઞાન-ધ્યાનમા મસ્ત રહેતા જગતના જીવોનુ કલ્યાણ ઇચ્છવા સાથે પોતાનુ કલ્યાણ કેમ થાય ? એવી શાત પ્રવૃત્તિમા મસ્ત રહેતા

કોઇ ભવ્ય પુરૂષ કે પુરૂષો આવી ચઢતા તો તેઓને થોડા શબ્દોમા ગભીર ઉપદેશ આપતા પરિણામે એ ભદ્રપુરૂષોને એ સાધુજીના ચારિત્રના પ્રભાવે થોડા ઉપદેશથી ઘણી અસર થતી ધીરે ધીરે સમય પલટાયો સાધુઓ ગ્રહસ્થોના પરિચયમા વિશેષ આવવા લાગ્યા ઉપાશ્રયો એ મુનિઓના સ્થાન બન્યા ઉપદેશ ઉપાશ્રયોમા થવા લાગ્યો ઉપાશ્રયની ચાર દીવાલોમા એમનો ઉપદેશ ગાજવા લાગ્યો ભક્ત શ્રાવકો જી–જીના પડકાર કરવા લાગ્યા આ સ્થિતિ પણ પલટાઇ સમયનો વા વાવા લાગ્યો સમયને અનુકૂળ થઈ કેટલાક મહાત્માઓએ દીવાલો છોડી જાહેર સ્થાનો કે જ્યા જૈન કે અજૈન કોઇ પણ ઉપદેશ સાભળી શકે, એવા સ્થાનોમા ઉપદેશ આપવા લાગ્યા રૂઢીપૂજકો એ વાતનો વિરોધ કરવા લાગ્યા એટલુ જ નહી પરતુ "ધર્મનો નાશ કરનારા" "શાસનદ્રોહિઓ" 'નાસ્તિક' આદિ વિશેષણોથી નવાજવા લાગ્યા, પરન્તુ એ બિચારાઓને કયા ખબર હતી કે બીજાઓને નાસ્તિક કહેનારા એવા અમારે પણ આવતી કાલે 'નાસ્તિક' ની પદ્ધતિનુ આચરણ કરવાનુ છે ખરેખર એ 'નાસ્તિક' કહેનારા પણ સમયને આધિન બન્યા અને જાહેર ભાષણ કરતા આવડતું હોય ચાહે ન આવડતુ હોય, જાહેર સ્થાનમા ભાષણ અપાયું હોય કે ન અપાયું હોય ભલે પોતાની રૂઢી પ્રમાણે શ્રાવકોને જી જીના પડકાર કરાવતા હોય, પરતુ પેપરોમા પોતાના વ્યાખ્યાનને 'જાહેર ભાષણ' તરીકે છપાવવા લાગ્યા

અને ઉત્સુકતાપૂર્વક વાચવા લાગ્યા, ધીરે ધીરે તેમને પોતાની જુની પદ્ધતિમા ફેરફાર કરવો પડ્યો

આવી જ રીતે ધાર્મિક ક્રિયાઓમા રીતરીવાજોમા સમયનો પ્રભાવ પડ્યો છે અને સમયને અનુસરી ફેરફારો થયા છે

## સામાજિક રીવાજો—

ન કેવળ ધાર્મિક રિવાજો, સામાજીક રીવાજો ઉપર પણ તેવો જ પ્રભાવ પડેલો છે દેશ દેશ અને પ્રાત પ્રાતના રિવાજો ઉપર સમયનો પ્રભાવ પડ્યો છે અને તેમા ન કલ્પી શકાય તેવા ફેરફારો થયા છે એક નાનામા નાની મામુલી ક્રિયા જ જુઓ

નમસ્કાર પદ્ધતિ પહેલા જો કોઈ પૂજ્ય પુરૂષ સામે મળે અથવા તો પૂજ્ય પુરૂષના ઘરે કોઇ જાય તો દડવત પ્રણામ કરતા અર્થાત્ લાબા દડની માફક સૂઈ જઇને પ્રણામ કરતા તે પછી કાળક્રમે ઉભા ઉભા કમરમાથી વાકા વળીને મસ્તક ઝુકાવીને નમસ્કાર કરવા લાગ્યા, તે પછી સિદ્ધા ટટ્ટાર ઉભા રહેવુ અને હાથ જોડી કેવળ માથુ નમાવીને નમસ્કાર કરવા લાગ્યા, પછી માથુ નમાવવાનુ બધ થયુ કેવળ હાથ જોડવાના રહ્યા તે પછી બે હાથને બદલે એક હાથ ઉચો કરી સલામ કરવા લાગ્યા અને અત્યારે સુધરેલાઓમા એક હાથની સલામ દૂર થઇ છે માત્ર એક આગળી કે હાથમા સોટી હોય તો તે ઉચી કરીને

મુખથી સાહેબજી, નમસ્કાર, પ્રણામથી ઇતીશ્રી આવી ગઇ છે સમયનો પ્રભાવ કેટલો! સમયે મનુષ્યના રીતરીવાજો ઉપર કેટલી અસર કરી છે

પહેલા જૈનધર્મ કોઇ પણ વર્ણાશ્રમી પાળી શકતો હતો અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય કે શુદ્ર ચારે વર્ણો જૈન ધર્મની શીતળ છાયામા બેસતા કાળક્રમે આજે વૈશ્યોના હાથમા જ જૈનધર્મ રહ્યો અને તેમા પણ ખાસ કરીને ગણ્યા ગાઠ્યા ઓસવાળ, પોરવાડ, પલ્લીવાળ, શ્રીમાળ આદિમા જ

આવી જ રીતે વેષમા પણ કેટલો ફેરફાર પ્રાચીન જમાનાના જાડા ધોતીયા, અગરખા અને કાસો બાધવાની બડીઓ આજે કયા દેખાય છે? આજે તો કોટ, પાટલુન, ટાઈ, કોલર અને બેંગલોર કેપ અથવા યુરોપીયન ટોપી એ સદ્‌ગૃહસ્થનુ ભૂષણ થઇ પડયુ છે

આ ઉપરાત પ્રાત પ્રાતની, જુદી જુદી કોમોની, જુદી જુદી રૂઢિઓમા આકાશપાતાળનુ અતર થઈ પડયુ છે આ રૂઢિઓ સબધી લબાણથી વિવેચન "સમયને ઓળખો"ના પહેલા ભાગમા "રૂઢી અને ધર્મ" નામના લેખમા કર્યુ છે એટલે તેની પુનરૂક્તિ કરવા અહીં ઇચ્છતો નથી

અહીં માત્ર મારો એ જ બતાવવાનો ઉદ્દેશ છે કે સમયનો પ્રભાવ સામાજિક અને ધાર્મિક રીતરીવાજો તેમ જ ક્રિયાઓ ઉપર નિરતર પડતો આવ્યો છે, અને પડ્યા જ કરે છે આપણે મુખથી માત્ર બક્યા કરીએ કે 'સમય-

બમય શુ છે ? પ્રાચીન ચાલી આવતી રૂઢીમા ફેરફાર કેમ કરી શકાય ?' એ આપણો વ્યર્થ પ્રલાપ છે આપણે પોતે સમયને આધીન થઈ રીવાજો-રૂઢીઓમા ફેરફાર કરતા આવ્યા છીએ, અને કરી રહ્યા છીએ, કારણ કે રૂઢી એ તો મનુષ્યની પ્રચલિત કરેલ વસ્તુ છે સામાજિક કે ધાર્મિક વ્યવહારોનુ પાલન થઈ શકે, અને તેમા અવ્યવસ્થા ઉત્પન્ન ન થાય એટલા માટે બાધેલા નિયમો છે એ નિયમો આપણા મનુષ્યના બાધેલા હોઇ આપણે તેમા ફેરફાર કરવાના અધિકારી છીએ તેમ કોઈ રીવાજ આ સમયને અનુકુળ ન દેખાતો હોય તો તેને સર્વથા દૂર કરી શકીએ છીએ કોઇ સમયમા કોઇ જાતિમા અમુક કારણોને લઇને બાળલગ્નો થવા લાગ્યા હોય, પરતુ તે પ્રથા આ સમયને માટે પોતાને, જાતિને, સમાજને અને આખા રાષ્ટ્રને શાપ રૂપ હોય તો તે પ્રથા શુ દૂર ન કરવી ? શુ તેને વળગી રહેવુ ?

એવી જ રીતે તમામ રીવાજોને માટે, રૂઢીઓને માટે સમજવાનુ છે જે રીવાજો જે રૂઢીઓ, સમાજને, દેશને, કે ધર્મને હાની પહોચાડનારી છે, એ રૂઢીઓમા અને રીવાજોમા ફેરફાર કરવો કિંવા એને મૂળથી દૂર કરવો, એ જરૂરનુ જ છે પૂર્વ પુરૂષો, આચાર્યો અને સઘના નેતાઓ એ પ્રમાણે ફેરફારો કરતા જ આવ્યા છે !

રૂઢીપૂજકો આવી બાબતોમા જ્યારે લાજવાબ બને છે ત્યારે માત્ર એક જ શાસ્ત્રની આડ ઉભી કરે છે અને

કહે છે કે "શાસ્ત્રોમા આમ લખ્યુ છે" પરતુ તેઓ ભૂલી જાય છે કે જેઓ "સમયને ઓળખો" ની ઉદ્ઘોષણા કરે છે, તેઓ પણ શાસ્ત્રની આજ્ઞાને અવલમ્બીને જ કરે છે શાસ્ત્રોમા કોઈ પણ વસ્તુનુ એકાતથી પ્રતિપાદન નથી કરવામા આવ્યુ, એ વાત રૂઢીપૂજકોએ ભૂલવી જોઈતી નથી બલ્કે શાસ્ત્રો તો સ્પષ્ટ પ્રતિપાદન કરે છે કે, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને જોઇને જ કામ કરો! દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને જોયા વગર જો કોઈ પણ ક્રિયા, કોઈ પણ કામ કરવામા આવે તો તે લાભને બદલે નુકસાનને પહોચાડે છે વળી શાસ્ત્રોના સબધમા પણ ખાસ વિચારવાની જરૂરત છે કે આ વસ્તુ શા માટે કહેવામા આવી છે? કયા સમયને માટે ઉપયોગી છે? અથ કયા સમયનો બનેલો છે? તે સમય કેવો હતો? આ વસ્તુ તે સમયને માટે કહેવામા આવી છે કે અનાદિ અનત કાળને માટે છે? ઈત્યાદિ બાબતોનો પોતાની બુદ્ધિથી વિચાર અને શોધ કરવાની જરૂર છે કેવળ પિતાજી દાદાજીના શ્રાદ્ધ વખતે બીલાડી થાભલે બાધતા હતા, માટે મારે પણ પિતાજીના શ્રાદ્ધ વખતે બીલાડી બાધવી જોઇએ, અને ઘરમા ન હોય તો ગમે ત્યાથી લાવીને પણ બાધવી જોઇએ, એવુ અધ અનુકરણ કરે જવુ એ શુ વ્યાજબી કહેવાય? અને એટલા માટે નીતિકારો કથે છે કે—

> केवल शास्त्रमाश्रित्य न कर्तव्यो विनिर्णय· ।
> युक्तिहीन विचारे तु धर्महानि प्रजायते ॥

કેવળ શાસ્ત્રોનો જ આશ્રય લઈને કોઈ પણ વિષયનો નિર્ણય ન કરવો જોઈએ, કારણ કે યુક્તિ વિનાના વિચારથી ધર્મહાનિ થાય છે માટે બુદ્ધિમાન મનુષ્યોએ શાસ્ત્રની આજ્ઞા ઉપર પણ પોતાની પ્રજ્ઞાથી, બુદ્ધિથી લાંબો વિચાર કરવાની જરૂર છે અને તેમ કરવામા આવે તો જ શાસ્ત્રોનો આપણે વિવેકપૂર્વક ઉપયોગ કરી શકયા છીએ એમ માની શકાય પરતુ જેઓ પોતાની પ્રજ્ઞાનો ઉપયોગ કરવા તૈયાર નથી, તેઓને માટે નીતિકારોનુ આ વચન અક્ષરશ સાચુ ઠરે છે કે—

यस्य नारित स्वय प्रज्ञा शास्त्र तस्य करोति किम् ?
लोचनाभ्या विहीनस्य दर्पण किं करिष्यति ?

જેને સ્વય પ્રજ્ઞા નથી, બુદ્ધિ નથી એને શાસ્ત્ર શુ કરે ? જેવી રીતે લોચનથી હીન માણસને માટે દર્પણ શુ કરી શકે તેમ હતુ ?



## શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા.

આ સંસ્થાનો ઉદ્દેશ ગુજરાતી, હિંદી, સંસ્કૃત, પ્રાકૃત, બંગાળી, અંગ્રેજી આદિ ભાષામાં લોકોપયોગી એવા ઐતિહાસિક, સામાજિક, ધાર્મિક અને શિક્ષણ સંબંધી ગ્રંથો બહાર પાડવા, એ છે સંસ્થાનો વહિવટ એક કમિટી દ્વારા ચાલે છે સારા સારા વિદ્વાનો પાસે ગ્રંથો લખાવી–સંપાદિત કરાવી બહાર પાડવાની યોજના કરી છે ઉંચા કાગળો, સુંદર ગેટઅપ અને સરસ છપાઈપૂર્વક ગ્રંથો બહાર પાડવામાં આવે છે સાહિત્યની વૃદ્ધિ અને પ્રચાર એજ માત્ર લક્ષ રાખેલું હોઈ સસ્તી કિંમતે લોકોને સાહિત્ય પહોંચાડી શકાય એવી યોજના રાખવામાં આવી છે શ્રીમંતોની સહાયતા, એજ અમૂલ્ય સાહિત્યના સર્જનનો અને પ્રકાશનનો આધાર છે

---

## એક પંથ બે કાજ—નામનું નામ ને સેવાની સેવા

૧ સંરક્ષક–બે હજાર આપનાર સંરક્ષક ગણાશે

લાભ

૧ આ રકમમાંથી નીકળનારા ગ્રંથો ઉપર સંરક્ષકના **નામની સીરિઝનો નંબર ૧–૨–૩ એમ રહેશે**

૨ વેચાણની રકમ બચત રકમમાં ઉમેરતા તેટલા અંશે ગ્રંથની સંખ્યા વધશે

૩ દરેક ગ્રંથમાં ફોટો રહેશે

૪ આ રકમમાંથી જો એક અથવા બે મોટા ગ્રંથો બહાર પાડવામાં આવશે તો તેમાંના એકમાં સંરક્ષકનું જીવન ચરિત્ર પણ આપી શકશે.

૫ સરક્ષકનો ફોટો સસ્થાના મકાનમા રહેશે.

૬ સસ્થામાથી નીકળતા તમામ ગ્રથોની એક એક નકલ ભેટ મળશે

૨ લાઈફ મેમ્બર–એક હજાર રા આપનાર લાઈફ મેમ્બર ગણાશે

લાભ

૧ આ રકમમાથી નિકળનારા ગ્રથોમા લાઈફ **મેમ્બરનુ નામ સહાયક તરીકે છપાશે.**

૨ વેચાણની રકમ બચત રકમમા ઉમેરાતા તેટલા અશે ગ્રથની સખ્યા વધશે

૩ દરેક ગ્રથમા ફોટો રહેશે

૪ આ રકમમાથી જે એક કે બે ગ્રથ બહાર પાડવામા આવશે તો તેમાના એકમા જીવનચરિત્ર સક્ષેપમા અપાશે

૫ સસ્થામાથી નિકળતા તમામ ગ્રથોની એક એક નકલ ભેટ મળશે

૩ સહાયક–પાચસો રૂપિયા આપનાર સહાયક ગણાશે

લાભ

૧ સહાયક તરીકે ગ્રથમા નામ રહેશે

૨ પાચસોની રકમમાથી જે એક જ ગ્રથ છપાશે તો તેમનો ફોટો અને ફોટા નીચે થોડો પરિચય આપવામા આવશે

૩ સસ્થાના દરેક પુસ્તકોની એક એક નકલ ભેટ મળશે

**નોટ**–ઉપરના ત્રણે પ્રકારના સહાયકો તરફથી જે જે ગ્રથો છપાશે, તેની કિમત લાગત ખર્ચથી પણ ઓછી રાખવામા આવશે



# પ્રકાશિત થયેલા ગ્રંથો.

| નંબર નામ | ભાષા | કર્તા યા સંપાદક | કિંમત |
|---|---|---|---|
| ૧ વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી | ગુજરાતી | વિદ્યાવિજયજી | ૨-૮-૦ |
| ૨ પ્રમાણનયતત્ત્વાલોક સટીક | સંસ્કૃત ન્યાય | હિમાંશુવિ | ૦ ૧૪ ૦ |
| ૩ ધર્મ વિયોગમાલા | સંસ્કૃત કાવ્ય | ,, | ૧-૨-૦ |
| ૪ જયન્ત પ્રબંધ | સંસ્કૃત-ગુજરાતી | ,, | ૦-૩-૦ |
| ૫ શ્રાવકાચાર | હિન્દી | શ્રી વિદ્યાવિ | ૦-૪-૦ |
| ૬ વિજયધર્મસૂરિકે વચનકુસુમ | ,, | ,, | ૦-૪-૦ |
| ૭ વિજયધર્મસૂરિના વચનકુસુમો | ગુજરાતી | ,, | ૦-૪-૦ |
| ૮ સેઇંગ્ઝ ઓફ વિજયધર્મસૂરિ | અંગ્રેજી | ડૉ ક્રૌઝે | ૦-૪-૦ |
| ૯ વિજયધર્મસૂરિ અષ્ટપ્રકારી પૂજા | હિન્દી | શ્રી વિદ્યાવિ | ૦-૪-૦ |
| ૧૦ વિજયધર્મસૂરિ | ગુજરાતી | ધી ગે શાહ | ૦-૨-૦ |
| ૧૧ આબૂ-૭૦ ફોટા સાથે | ,, | શ્રીજયન્તવિ | ૨-૮-૦ |
| ૧૨ સમયને ઓળખો ભા ૧ લો | ,, | શ્રી વિદ્યાવિ | ૦ ૧૪ ૦ |
| ૧૩ સમયને ઓળખો ભા ૨ જો | ,, | ,, | ૦ ૧૨ ૦ |
| ૧૪ શ્રાવકાચાર | ,, | ,, | ૦-૩-૦ |
| ૧૫ અન આઇડીયન મંક | અંગ્રેજી | એ જે સુનાવાલા | ૦-૫-૦ |
| ૧૬ વાણી સુનસા | ગુજરાતી | શ્રી વિદ્યાવિ | ૦-૩-૦ |
| ૧૭ પ્રમાણનયતત્ત્વાલોક પ્રસ્તાવના | સંસ્કૃત | શ્રી હિમાંશુવિ | ૦-૩-૦ |
| ૧૮ ઉત્તરાધ્યયન સૂત્ર કમલસંયમી ટીકાયુક્ત ચોથો ભાગ | સંસ્કૃત | શ્રી જયન્તવિ | ૩-૮-૦ |

( જેમણે ત્રણ ભાગો ખરીદ્યા છે, તેમણે ચોથો ભાગ જલદી મંગાવી લેવો. )



## પ્રકાશિત કરવાના ગ્રંથો.

૧ અર્હત્ પ્રવચન
૨ મલ્લિનાથ ચરિત્ર
અંગ્રેજી અનુવાદ નોટ સહિત
૩ વિજયધર્મસૂરિ બૃહદ્ ચરિત્ર
૪ ભારતકે પ્રાચીન વિદ્યાપીઠ
૫ તત્ત્વાર્થસૂત્ર અનુવાદયુક્ત
૬ આબૂ ભાગ ૨ જો
૭ આબૂના શિલાલેખો
૮ જૈન મહાપુરુષો
૯ કલ્પસૂત્ર–મૂળ–સાનુવા૦
૧૦ હેમચંદ્રાચાર્ય ને કુમારપાલ
૧૧ વસ્તુપાલ તેજપાલ
૧૨ મહાવીર ચરિત્ર
૧૩ ગૌતમીય કાવ્ય–ટીકા
૧૪ આબૂસ્તવનાદિ સંગ્રહ
૧૫ સુભાષિત પદ્યરત્નાકર
૧૬ દ્વયાશ્રય–પ્રાકૃત

---

### સૂચના

૧ રોકડી કિંમતે લેનારા ગ્રાહકોને સેંકડે ૨૫ ટકા કમીશન આપવામા આવશે જો ૨૫ કે તેથી વધારે કિંમતના પુસ્તકો ખરીદે તો ( ઉત્તરાધ્યયનને છોડી )

૨ બીજા સામાન્ય ગ્રાહકોને પચીસ કે તેથી વધારે કિંમતના પુસ્તકો ખરીદનારને સેંકડે ૨૦ ટકા કમીશન આપવામા આવશે ( ઉત્તરાધ્યયનને છોડી )

૩ નં ૪–૫–૬–૭–૮–૯–૧૦ એ નંબરની બુકો વ્હેંચવા માટે ૧૦૦ કે તેથી વધારે નકલો ખરીદનારને અર્ધી કિંમતે આપવામા આવશે

૪ દરેક પુસ્તકનુ પોસ્ટ કે પાર્સલ ખર્ચ ખરીદનારને શિર રહેશે

લખો—

**દીપચંદ બાંઠિયા**

મંત્રી, શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા.

છોટા સરાફા, ઉજ્જૈન. ( માલવા )